શ્રીયુત નેમચંદ પોપટલાલ વોરા સ્મારક ગ્રંથમાળા પુષ્પ ૯ મું

# જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથો

સંપાદક

શાસ્ત્રી હિમ્મતરામ મહાશંકર જાની

જ્યોતિષાચાર્ય

પ્રકાશક

સારાભાઈ મણિલાલ નવાબ

એમ આર એ. એસ. (લંડન)

નાગજીભૂદરની પોળ, અમદાવાદ.

મૂલ્ય સોળ રૂપિયા

સંવત ૨૦૦૪ ] [ ઈ. સ. ૧૯૪૭

પ્રાપ્તિસ્થાન—
સારાભાઈ મણિલાલ નવાબ
નાગજીભૂદરની પોળ, અમદાવાદ
તથા
શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર
ગોડીજીની ચાલ, પાયધુની
મુંબઇ ૩



મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ અમદાવાદ

# સમર્પણ

પૂ. મુરબ્બી શ્રી નેમચંદ પોપટલાલ વોરાના પુણ્યાત્માને

# નિવેદન

મારા પૂજ્ય મુરબ્બી તુલ્યસ્વ. **શ્રી નેમચંદ પોપટલાલ વોરા**ના નામથી અંકિત ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે જુદા જુદા જૈન પૂર્વાચાર્યો તથા મહત્તમ **દુર્લભરાજ** પ્રણીત જૈન સામુદ્રિકના ( ૧ હસ્તસંજીવની, ૨ સામુદ્રિકતિલક તથા ૩ સામુદ્રિકશાસ્ત્ર ) ત્રણ ગ્રંથો અને ૪ હસ્તકાંડ ૫ અર્હચ્ચૂડામણિસાર નામના ચૂડામણિ વિષયના બે ગ્રંથો, જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથોના નામથી જનતા સમક્ષ મૂકતાં મને અવર્ણનીય આનંદ થઈ રહ્યો છે.

આ ગ્રંથની સારા પ્રમાણમાં નકલો ખરીદવા માટે સ્વર્ગસ્થ **નેમચંદ પોપટલાલ વોરા**ના સુપુત્ર સ્નેહી શ્રી **જગતચંદ્ર વોરા** તથા મારી દરેકે દરેક સાહિત્ય પ્રવૃતિમાં મુખ્ય ઉત્તેજન આપનાર સ્નેહીશ્રી **માણેકલાલ ચુનીલાલ શાહ** જે. પી. નો તો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. કારણ કે તેઓની ઉત્તેજના વિના તો હું સાહિત્ય પ્રકાશનમાં આટલી બધી પ્રગતિ ન જ કરી શક્યો હોત.

આ ગ્રંથના સંપાદક શાસ્ત્રી **હિંમતરામ જાની** સુપ્રસિદ્ધ જ્યોતિષાચાર્ય છે અને જ્યોતિષની દરેકે દરેક શાખાઓમાં તેઓશ્રી નિપુણતા ધરાવે છે. આ ગ્રંથનું શુદ્ધ અને સુંદર સંપાદન કરવામાં તેઓનો જ મુખ્ય ફાળો છે. હવે પછી તેમના તરફથી તૈયાર થએલા (૧) શ્રી હીરકલશ જૈન જ્યોતિષ, (૨) અર્ઘ્યકાંડ ( ઉપલબ્ધ સઘળા અર્ઘ્યકાંડો ) વિસ્તૃત સમજુતી સાથે તથા દરરોજના બજારની દરેક વસ્તુઓના ભાવો જાણવા માટે ભોમીયારૂપ તથા (૩) **ચન્દ્રોન્મિલન** અને (૪) **પ્રશ્નસુંદરી** નામના ચૂડામણિ વિષયના ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવનાર છે, તે તરફ જનતાનું ધ્યાન દોરવાની આ તક લઉં છું. અને આ સંપાદન આ રીતે કરી આપવા માટે તેમનો આભાર માનું છું.

આ ગ્રંથમાં આપવામાં આવેલા ત્રિરંગી ચિત્રો તથા સામુદ્રિકના અંગોપાંગોના ચિત્રો સુપ્રસિદ્ધ કલાકાર શ્રીયુત્ રવિશંકર રાવળની જાતી દેખરેખ નીચે શ્રી ગુજરાત કલાસંઘમાં તૈયાર કરાવવામાં આવેલા છે તે માટે મુરબ્બી રવિશંકર ભાઇનો

તથા જેકેટ ઉપરનુ ચિત્ર ઉદેપુરમા આવેલ શ્રી વર્ધમાન જ્ઞાન મદિરના સચાલક યતિશ્રી અનોપચદજીએ મને આપ્યુ હતુ તે માટે તેઓશ્રીનો અને પ્રાતે, નવપ્રભાત પ્રિન્ટીગ પ્રેસના માલિક શ્રીયુત મણિલાલ છગનલાલ શાહનો સુ દર અને સમયસર છાપી આપવા માટે આભાર માનવાની આ તક લઉ છુ

સવત ૨૦૦૩ના આસો સુદી પૂર્ણિમા
(શરદ પૂર્ણિમા)
બુધવાર તા ૨૯—૧૦—૪૭

નિવેદક—
સારાભાઇ મણિલાલ નવાબ
નાગજી ભૂદરની પોળ,
અમદાવાદ.

# સંપાદકીય નિવેદન

પરમાત્માની કૃપાથી **હસ્તસંજીવન** આદિ સામુદ્રિકના પાંચ ગ્રંથો જનતા સમક્ષ મૂકતાં મને અનહદ આનંદ થાય છે. આ ગ્રંથોના સંશોધન અને સંપાદન પાછળ લગભગ દસ વર્ષનો પરિશ્રમ છે. અને આટલા બધા દીર્ઘકાળના પરિશ્રમ બાદ જ્યારે સુચારુ સંસ્કરણ પ્રગટ થાય, ત્યારે સંપાદકને જે હર્ષ થાય છે, તે સમાનધર્મા બંધુઓને સ્વાનુભવાએલું હોઈ તેનું વિવેચન અસ્થાને છે.

આ એક પાંચ ગ્રંથોનો સંગ્રહ છે. અને તે દરેકના કર્તા **જૈન**ધર્માવલંબી હોવાથી આ સંગ્રહને "**જૈનસામુદ્રિકના પાંચ ગ્રંથો**" એવું નામ આપવામાં આવ્યું છે.

આ સંગ્રહમાં (૧) **હસ્તસંજીવન** (૨) **સામુદ્રિકતિલક** (૩) **પ્રાચીન સામુદ્રિકશાસ્ત્ર** (૪) **હસ્તકાંડ** અને (૫) **અર્હત્ચૂડામણિ સાર** એમ કુલ પાંચ ગ્રંથો લેવામાં આવ્યા છે.

આ પાંચ ગ્રંથો તેમના નામથી જ પ્રસિદ્ધ છે અને **હસ્તસંજીવન** માટે એક વિસ્તૃત ભૂમિકા તથા તેના કર્તાનો વિશદ પરિચય આ ગ્રંથમાં જ આપવામાં આવ્યો છે. બીજા ગ્રંથો માટે જે કહેવાનું છે. તે પણ **નિમિત્તશાસ્ત્ર**ના નિબંધમાં આવી ગયું છે. છતાં અહિં તે સંબંધિ અવશિષ્ઠ વિવેચન કરવું ઠીક છે..

**સામુદ્રિકતિલક** એક જ્ઞાતવ્ય ગ્રંથ છે. આ ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ છે. **હસ્તસંજીવનકારે** આ ગ્રંથનાં ઘણાં વાકયોનો પોતાના ભાષ્યમાં પ્રમાણ તરીકે ઉપયોગ કર્યો છે. ગ્રંથની મહત્તા માટે આ બાબત ઉલ્લેખનીય છે. શરીર સામુદ્રિક માટે આ ગ્રંથ સર્વાંગ સુંદર છે. એમજ કહેવું પડશે. પરંતુ તે સાથે કવિત્વની દૃષ્ટિએ પણ ઉત્કૃષ્ઠ છે. ગ્રંથકારનો આર્યા ઉપર કેટલો સુંદર અધિકાર જામેલો છે, તે તો છંદોરચના નિપુણોને જ સમજાય તેવું છે. **વૃત્તરત્નાકર** નામના સંસ્કૃત છંદોરચનાના ગ્રંથમાં ટીપ્પણમાં આર્યાના લક્ષણનું પૂર્ણ ઉદાહરણ બતાવવા માટે આ ગ્રંથની આર્યાનો ઉપયોગ કરેલો છે. ગ્રંથકાર પણ પોતે પોતાના કવિત્વ અને છંદોનૈપુણ્ય માટે અભિમાન રાખે છે. અને ઉપરોક્ત બાબતથી સાબિત થાય છે કે તે વ્યાજબી છે.

ગ્રંથ ૮૦૦ આર્યાઓમાં લખાએલો છે. પોતાનો પરિચય ગ્રંથકારે પોતે જ આપ્યો છે. એટલે તે જોવાથી સમજી શકાશે કે પાટણના રાજમંત્રીઓ કેવલ રાજકીય બાબતમાં જ નહિ, પણ ગ્રંથ રચનામાં પણ કેટલા બધા કુશળ હતા? રાજપુરુષો પણ ઉત્તમ સાહિત્ય રચી શકે છે, તેનો આ ગ્રંથ ઉમદા નમુનો છે

ગ્રંથકાર પાટણના **મહારાજાધિરાજ કુમારપાલનો** (મંત્રી) મહત્તમ છે. અને તે **નરતુરગગજશકુન** પરીક્ષામાં ચતુરાઈ રાખે છે. **પોરવાલ** જ્ઞાતિમાં જન્મેલા

આ કવિનુ સ્ત્રી અને પુરુષ પરીક્ષા સબધી શાસ્ત્ર રચના એજ **સામુદ્રિકતિલક** છે આ ગ્રથકારના **ગજપરીક્ષા** (હસ્તિપરીક્ષા શાસ્ત્ર) તથા **શકુનશાસ્ત્ર** ગ્રથો અમોને ઉપલબ્ધ થયા નથી પરતુ તેના પુત્ર અને **સામુદ્રિકતિલક**ના નિપુણ છ રોગ્યનાકાર **જગદેવ** (જગદેવ) નુ **સ્વપ્નશાસ્ત્ર** ઉપલબ્ધ થયુ છે આ ગ્રથ બે અધિકારમા સમાપ્ત થએલો છે આમા કવિએ પોતાનુ વર્ણન કરતા

परहृदयाभिप्राय परगदितार्थस्य वेत्ति यस्तत्त्वम् ।
मर्त्य भुवने दुर्लभ सम्पत्ति स क्वचिदेकैक ॥

ઉપરના સ્વપ્નશાસ્ત્રની અને **સામુદ્રિકતિલક**મા આપેલી પ્રશસ્તિનો લેખક જગદેવ પોતે જ છે એટલે તેના સ્થળ, સમય તથા શાસ્ત્રજ્ઞાન માટે બીજા કોઈપણ ઉહાપોહની જરૂર રહેતી નથી **કુમારપાળનો** સમય પ્રસિદ્ધ જ છે

હસ્તકાડ **પાર્શ્વચદ્ર** નામના જૈનાચાર્યની કૃતિ છે આ **પાર્શ્વચદ્ર શ્રીમદ્ ચદ્રાચાર્ય**ના શિષ્ય છે, એમ તેઓ પોતે જણાવે છે તેમનો કાળ લગભગ બારમા સૈકાનો છે તેમનો વિશેષ પરિચય ગ્રથમાથી મળી આવતો નથી પણ કર્તા પોતાને શ્રી **ચદ્રાચાર્ય**ના શિષ્ય તરીકે ઓળખાવે છે છેલ્લા શ્લોકમા આ હકીકત ગ્રથકારે લખી છે

જૈન સ્તોત્રસદોહની ભૂમિકામા દર્શાવેલી મુનિરાજ શ્રી ચતુરવિજયજીની માન્યતા મુજબ **પાર્શ્વદેવગણિ** કે જેઓ વિ સ ૧૧૭૧ મા વિદ્યમાન હતા તેઓ જ હસ્તકાડના કર્તા છે અહી પ્રસ્તાવના લેખક **પાર્શ્વદેવગણિ**નુ અપરનામ શ્રી **ચદ્રસૂરિ** હતુ તેમ જણાવે છે પરતુ અહી ગ્રથકાર પોતાના ગુરૂનુ નામ શ્રી **ચદ્રાચાર્ય** હતુ એમ સ્પષ્ટ દર્શાવે છે એટલે **પાર્શ્વદેવગણિ** એજ પાર્શ્વચદ્ર કે બીજા કોઈ તેમા સદેહ રહે છે **પાર્શ્વદેવગણિ** શ્રીમદ્ ધનેશ્વરસૂરિના શિષ્ય છે એટલે મુનિરાજશ્રી ચતુરવિજયજીની માન્યતા બધ બેસતી થતી નથી અત્યાર સુધીમા ત્રણ **પાર્શ્વદેવગણિ** થઈ ગયાનુ જાણવા મળે છે ત્રણમા બે લગભગ સમકાલિન છે એક વિ સ ૧૧૯૦ મા હોવાનુ જણાવેલુ છે

અર્હચ્ચૂડામણિસાર એ **ચૂડામણિ** નામના અતિ ગૂઢ મનાતા પુસ્તકનો સાર હોય તેમ નામાભિધાન છે

ચૂડામણિનો પરિચય અમોએ નિમિત્તશાસ્ત્રમા આપ્યો છે **હસ્તકાંડ** તથા અર્હચ્ચૂડામણિનો વિષય એક જ છે આ વિષયનો વિસ્તૃત ગ્રથ અમારો સપાદિત "ચદ્રોન્મિલન" આ ગ્રથમાલામા હવે પછી બહાર આવનાર છે **હસ્તસજીવન**મા ચૂડામણિની પદ્ધતિનો ઉલ્લેખ છે અને તેનુ વિશદીકરણ થાય તે હેતુથી આ બે ગ્રથો આપવામાં આવ્યા છે

ત્રીજા ગ્રથ તરીકે "**સામુદ્રિકશાસ્ત્ર**" આપ્યુ છે આ પુસ્તક સબધી પણ

નિમિત્તશાસ્ત્રમાં વિવેચન કર્યું છે અને તેની પ્રાચીનતા સિદ્ધ કરી બતાવી છે. આ ગ્રંથ કોની કૃતિ છે ? તે સમજાતું નથી. પણ અતિપ્રાચીન છે, એ નિર્વિવાદ છે.

આ પાંચે ગ્રંથો પૈકી **હસ્તસંજીવન**ના અત્યાર પહેલાં બે ત્રણ જગ્યાએથી પ્રકાશન થએલાં છે. પરંતુ અમારૂં સંપાદન તેમાં નવીજ ભાત પાડે છે. એ તો વાંચકોને અને વિવેચકોને સમજાશે. આ પુસ્તકના સંપાદનમાં અમોએ ગ્રંથકારનીજ સંશોધિત મનાતી **વિજાપુરના શાસ્ત્રવિશારદ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી જ્ઞાન-મંદિરના** ભંડારની હસ્તલિખિત પ્રતનો ઉપયોગ કર્યો છે. આ પુસ્તકના મૂળ તેમજ ભાષ્યના દુરૂહ પાઠોનું શોધન તથા વિવેચન કરવામાં અમોને ઉપાધ્યાયજી **શ્રી સિદ્ધિમુનિજી** તથા શ્રીમદ્ **બુદ્ધિસાગરસૂરિજી**ના પ્રશિષ્ય શ્રી **હેમેન્દ્રસાગરજી**એ અમૂલ્ય સહાય આપી છે. અને સંશોધન કરતી વખતે **વિજાપુર જ્ઞાનમંદિર**ના સંચાલકોએ જે અનુકૂળતા કરી આપી છે, તે ઉલ્લેખનીય છે.

આ સિવાય **અમદાવાદ ડહેલાના ઉપાશ્રય**માંથી **શ્રી ચંચળબ્હેન**ના ભંડારની હસ્તલિખિત પ્રતનો ઉપયોગ કરવામાં ઉપાશ્રયના વહીવટદારો પૈકી શેઠશ્રી **પનાલાલ ઉમાભાઇ**એ અમોને ઘણી સારી સગવડ પુરી પાડી છે. તે માટે તેમનો આભાર માનીએ છીએ. **હસ્તસંજીવન**ના રચયિતા ઉપાધ્યાયજી શ્રી**મેઘવિજયજી**નો વિસ્તૃત પરિચય પંડિત **અંબાલાલ પ્રેમચંદ શાહે સિંઘી જૈન ગ્રંથમાળા**ના દિગ્વિજય મહાકાવ્યની પ્રસ્તાવનામાં આપેલો છે, તે ઉપરથી અત્રે આપેલો છે; જે માટે તેમનો પણ આભાર માનીએ છીએ.

## કવિનો પરિચય

શ્રી મેઘવિજયજી ઉપાધ્યાયનો જન્મ ક્યાં અને ક્યારે થયો, તેમજ તેઓ ક્યાં સુધી ગૃહસ્થ તરીકે હતા તે સંબંધી પરિચય ક્યાંયથી પણ જાણી શકાયો નથી, તેમ તેમના સાધુ જીવનમાંની પણ વધુ માહિતી મળતી નથી.

તેઓએ પોતાની પ્રત્યેક કૃતિઓના અંતે પ્રશસ્તિ રચી છે; જેમાં પોતાનું નામ, ગુરુ **શ્રી કૃપાવિજયજી**નું નામ અને **શ્રી વિજયપ્રભસૂરિ** પ્રતિ ભક્તિ–અતિરેક દર્શાવતી પંક્તિઓ મળી આવે છે. **શ્રી વિજયપ્રભસૂરિ**એ તેમને ઉપાધ્યાયપદ આપેલું તેથી તેમની પ્રતિ તેઓ આ પ્રકારે કૃતજ્ઞતા દર્શાવતા, એમ જણાઇ આવે છે.

તેઓ સાહિત્યના પ્રખર અભ્યાસી મહાકવિ હતા; એ તેમની અનેક કાવ્ય-રચનાઓથી જણાઈ આવે છે. **કિરાત, માઘ, નૈષધ, મેઘદૂત** આદિ કાવ્યના સતત વાચનથી તેમને સમસ્ત કાવ્યો કંઠસ્થ હશે, એ તેમની તે તે કાવ્યોની સમસ્યાપૂર્તિઓથી માલમ પડી આવે છે. તેઓ દર્શન–તત્ત્વજ્ઞાનના પંડિત હતા; એ તેમના '**યુક્તિપ્રબોધ નાટક**' પરથી જણાઈ આવે છે. એ નાટકમાં તેમણે તે વખતના પ્રધાનતઃ દિગંબર મતાનુયાયી **બનારસીદાસ**ના સિદ્ધાંતોનું આવેશપૂર્વક

ખંડન કર્યું છે અને તેથી ઇતરદર્શનોના ખંડનાત્મક રૂઢમાર્ગને મૂકીને જૈનદર્શનના નવીનમત સંસ્થાપકનું યુક્તિપૂર્વક ખંડન કરવાનો નવીન માર્ગ અપનાવ્યો છે વ્યાકરણમા શ્રી હેમચંદ્રસૂરિની 'સિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસન-લઘુવૃત્તિ'ને તેમણે 'હૈમકૌમુદી' અપર નામ 'ચંદ્રપ્રભા' રચીને ગોઠવી સરળ અને વિશદ બનાવવાનો પ્રયત્ન કર્યો છે એ સિવાય તેમણે એવી નાની 'લઘુપ્રક્રિયા'અને તેથીયે નાની 'હેમશબ્દચન્દ્રિકા' રચીને વૈયાકરણ તરીકેની ખ્યાતિ મેળવી છે ખાસ ધ્યાન ખીંચે તેવા તેમના જ્યોતિષવિષયક અભ્યાસને લગતા ગ્રંથો છે જૈન આચાર્યોમાંથી શ્રી ભદ્રબાહુએ રચેલી ફળાદેશ વિષયક 'ભદ્રબાહુસંહિતા'અને શ્રી કાલકાચાર્યે રચેલી 'કાલકસંહિતા'ના નામો મળે છે, પણ હસ્તરેખાના વિષયમાં 'હસ્તસંજીવન' જેવું સ્પષ્ટ અને વિસ્તૃત સંસ્કૃતની વિસ્તૃત ટીકા સાથે બીજા કોઈએ રચેલું જણાતું નથી તે સિવાય 'ઉદયદીપિકા', 'વર્ષપ્રબોધ' 'પ્રશ્નસુંદરી' વગેરે ગ્રંથો તો જ્યોતિષના વિશિષ્ટ અભ્યાસી તરીકેનું અપૂર્વ કૌશલ બતાવી આપે છે તેઓ અધ્યાત્મવિષયના પણ મોટા વિદ્વાન્ હતા એ તેમના 'માતૃકાપ્રસાદ' અને 'અર્હદ્ગીતા' વગેરે ગ્રંથોથી જાણી શકાય છે તેમનું 'સપ્તસંધાન મહાકાવ્ય' તો એક અદ્ભૂત ગ્રંથ છે, જેમાથી સાત મહાપુરુષોના ચરિત્રો એક જ પદ્યમાંથી સાત અર્થ દ્વારા નીકળે છે, એ તેમનો અનેકાર્થક શબ્દભંડોળ બતાવી આપે છે

તેઓ ગુજરાતી ભાષાના પણ સિદ્ધહસ્ત કવિ-લેખક છે, એ તેમની જૈન ધર્મ દીપક, જૈન શાસન દીપક, આહારગવેષણા વગેરે કેટલીક ગુજરાતી કૃતિઓ ઉપરથી જાણી શકાય છે

આમ તેઓ પ્રતિભાશાલી કવિ, સ્ફુરન્મતિ, દાર્શનિક, પ્રયોગવિશુદ્ધ વૈયાકરણી, સમયજ્ઞ જ્યોતિષી, આધ્યાત્મિક આત્મજ્ઞાની હતા, એ તેમના ગ્રંથોમના તદ્વિષયક આલેખનો પરથી જાણી શકાય છે

તેઓ ઉપા યશોવિજયજી અને ઉપા૦વિનયવિજયજીના સમકાલીન વિદ્વાન્ હતા, છતા એક બીજાયે ક્યાય કોઈનું નામ ઉલ્લેખ્યુ નથી, તેથી જૈન પરંપરામા ચાલી આવતી નામ ન ઉલ્લેખનાની રૂઢિથી જાણી શકાય છે કે તેઓ પણ તેમના જેવા જ સમર્થ હતા અને તેથી સમાન સામર્થ્યના કારણે એક બીજાને ન ઉલ્લેખ્યા હોય એ સ્વાભાવિક લાગે છે

તેમના ગુરુ શ્રી કૃપાવિજયજીની 'શ્રી વિજયપ્રભસૂરિ નિર્વાણરાસ' સિવાય કોઈ રચના ઉપલબ્ધ થઈ નથી છતા તેઓ મોટા કવિ હતા એ તેમણે જ્યા ત્યા કરેલા ઉલ્લેખોથી જણાઈ આવે છે વળી તેઓ ષડ્દર્શનના પ્રખરવેત્તા અને

સાહિત્ય તેમજ સિદ્ધાન્તના પંડિત હતા.[1] **શ્રી કૃપાવિજયજી**ના દીક્ષા અને શિક્ષા ગુરુ ક્રમશઃ **શ્રી કમલવિજયજી** અને **શ્રી સિદ્ધિવિજયજી** હતા. તે બંને ગુરુઓએ સન્માનક નગરમાં લુમ્પકોને હરાવી જયશ્રી પ્રાપ્ત કરી હતી.[2]

તેમના ગુરુઓનું વંશવૃક્ષ આ પ્રમાણે છેઃ—




કવિના ગ્રંથોમાં છેલ્લામાં છેલ્લું સં. ૧૭૬૦માં રચાયેલું '**સપ્તસંધાનમહાકાવ્ય**' મળી આવે છે અને '**વિજયદેવમાહાત્મ્યવિવરણ**' જેની લિપિ સં. ૧૭૦૯માં થયાની પહેલવહેલી રચના સાલ મળે છે. આમ તેમનો ૫૦ વર્ષ સુધીનો ગ્રંથોનો રચનાકાલ તો નોંધાયેલો મળે જ છે; પણ તેમની બાલ્યાવસ્થા અને છેલ્લી વૃદ્ધાવસ્થાનાં કુલ ૨૦–૨૫ વર્ષ ઉમેરીએ તોયે ઓછામાં ઓછું તેઓ ૮૦ વર્ષ કે તે કરતાં યે વધુ જીવ્યાનું અનુમાન થાય છે.

તેમની પ્રત્યેક કૃતિ સંશોધિત–સંપાદિત થઈ પ્રકાશમાં આવે તો તેમના અખંડ વ્યક્તિત્વની ઝાંખી થઈ શકે છતાં તેમના જેટલા ગ્રન્થો મળી આવે છે તેની નોંધ જ્યાં ત્યાંથી એકત્રિત કરી અને તેમાં શું વિષય આવે છે તે નીચે મુજબ વિષયવાર આપવા પ્રયત્ન કર્યો છે.

---

૧ "यः षट्तर्कवितर्ककर्कशमतिः साहित्य–सिद्धान्तवित् प्राणम्रक्षितिपः कृपादिविजयः प्राज्ञो विनेयस्तयोः। तत्पादाम्बुजभृङ्गमेघविजयोपाध्यायलब्धाऽऽत्मना ग्रन्थो मेरुमहीधरावधिरयं सिद्धिश्रिये नन्दतात्" ॥ १६ ॥ —युक्तिप्रबोधनाटक, प्रान्तप्रशस्ति।

२ "आद्यः श्रीकमलादिमश्च विजयस्तस्यानुजन्मा बुधः श्रीसिद्धेर्विजयोऽत्र तौ मम गुरो-र्दीक्षाऽनुशिक्षागुरू। श्रीसन्मानकनाम्नि धाम्नि महसो द्रङ्गे विजित्य क्षणाल्लुम्पाकेन्द्रगणान् जयश्रियममू संप्रापतुर्विश्रुताम् ॥ १५ ॥ —युक्तिप्रबोधनाटक, प्रान्तप्रशस्ति।

## ગ્રન્થકારે રચેલા ગ્રન્થોની વિષયવાર નોંધ

(કાવ્યગ્રન્થો)

૧ **શાતિનાથચરિત્ર**—તેમા રચનાસમય નોધ્યો નથી આ કાવ્યમા **નૈષધીય-મહાકાવ્ય**'ની સમસ્યાપૂર્તિ છે તેમા સોળમા તીર્થંકર શ્રી શાતિનાથ ભગવાનનુ ચરિત્ર વર્ણન છે વીરવિજય મુનિ સ ૧૭૧૦મા વિજયપ્રભસૂરિ બન્યા તે પછી આ કાવ્ય રચાયુ હશે, કેમકે તેની પ્રશસ્તિમા **શ્રી વિજયપ્રભસૂરિ** સ્મરણ[1] કરેલુ છે આ કાવ્ય 'જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા'મા પ્રકાશિત થએલુ છે,

૨ **દેવાનન્દમહાકાવ્ય**—સ ૧૭૨૭મા આ કાવ્ય મારવાડના સાદડી નગરમા રચાયુ હતુ[2] આ કાવ્યમા '**માઘકાવ્ય**'ની સમસ્યાપૂર્તિ છે અને **શ્રી વિજયદેવસૂરિ** તેમજ **શ્રી વિજયપ્રભસૂરિનુ** ચરિતવર્ણન છે આ કાવ્ય '**સિંઘી જૈન ગ્રન્થમાલા**'મા પ્રગટ થયુ છે

૩ **કિરાત સમસ્યાપૂર્તિ (?)**—આ કાવ્યનુ નામ શુ છે તે જાણી શકાયુ નથી પણ તેમા '**કિરતાર્જુનીયકાવ્ય**'ની સમસ્યાપૂર્તિ તો છે જ એની એક પ્રતિ આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિ પાસે હતી જેની પ્રેસકોપી મે કેટલાયે વર્ષો અગાઉ તેમને કરી આપેલી, એ સ્મરણ ઉપરથી જણાવુ છુ તે પ્રતિ મને મળી શકી નથી તે બે સર્ગાત્મક જ હતી સભવત ક્યાયથી તેની પૂરી પ્રતિ મળી આવે

૪ **મેઘદૂતસમસ્યાલેખ**—આમા રચના સમય આપ્યો નથી આ કાવ્ય '**મેઘદૂત**' કાવ્યની સમસ્યાપૂર્તિરુપ હોઈ એક પત્ર રૂપે છે કવિએ ભાદ્રપદ પાચમ પછી આ પત્ર પોતાના ગચ્છાચાર્ય શ્રી વિજયપ્રભસૂરિ, જેઓ તે સમયે દેવપાટણમા સ્થિત હતા તેમને નવરગપુર[3]—અવરગાબાદથી લખ્યો છે આ સમસ્યાના અતે કવિએ લખ્યુ છે કે–વિજયદેવસૂરિની ભક્તિ માટે માઘકાવ્યની સમસ્યાપૂર્તિ દ્વારા અને શ્રી વિજયપ્રભસૂરિની ભક્તિ માટે મેઘદૂત કાવ્યની સમસ્યાપૂર્તિરૂપે તેમની પ્રશસા કરી છે[4] આ કથનમા ગ્રથકારે પોતાની બે કૃતિઓનો અનુક્રમ બતાવ્યો છે તેથી

---

१ 'गच्छाधीश्वरहीरविजयाऽऽम्नाये निकाये धिया प्रेष्य श्रीविजयप्रभाऽऽरव्यसुगुरो श्रीमत्तपाऽऽरव्ये गणे। शिष्य प्राज्ञमणे कृपादिविजयस्याऽऽशास्यमानाप्रणीश्चके चाच कनाममेघविजय शस्या समस्यामिमाम्" ॥ —शान्तिनाथचरित्र, प्रतिसर्गप्रान्ते।

२ 'मुनिनयनाश्वेन्दुमिते (१७२७) वर्षे हर्षेण सादडीनगरे। ग्रन्थ पूर्ण समजनि विजयदशम्यामिति श्रेय" ॥ ८५ ॥ —देवानन्दमहाकाव्य, प्रान्तप्रशस्ति।

३ "स्वस्तिश्रीमद्भुवनदिनकृद्वीरतीर्थाभिनेतु प्राप्यादेशं तपगणपतेर्मेघनामा विनेय। ज्येष्ठस्थित्या पुरमनुसरन् नव्यरङ्ग ससर्ज स्निग्धच्छायातरुपु वसति रामगिर्याश्रमेपु" ॥ १ ॥ —मेघदूतसमस्यालेख, प्रारम्भ।

४ 'माघकाव्य देवगुरोर्मेघदूत प्रभप्रभो। समस्यार्थं निर्ममे मेघपण्डित" ॥ १३१ ॥ —मेघदूतसमस्यालेख प्रान्तभाग।

જણાય છે કે માઘસમસ્યાપૂર્તિ પછી જ મેઘદૂતસમસ્યાપૂર્તિ બની. એટલે સં. ૧૭૨૭ પછી જ તે રચાયું. આ ગ્રંથ 'આત્માનન્દજૈનસભા–ભાવનગર' તરફથી પ્રગટ થએલો છે.

૫ **સપ્તસંધાન મહાકાવ્ય**—રચના સમય સં. ૧૭૬૦.[1] આ કાવ્ય કર્તાની શક્તિ માટે આશ્ચર્ય ઉત્પન્ન કરાવે તેવું છે. કેમકે તેમાં એક જ શ્લોકમાં સાત પુરુષોની કથા કહેવામાં આવી છે. ઋષભદેવ, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ, મહાવીરસ્વામી, રામચંદ્ર અને કૃષ્ણચંદ્ર—આ સાતે મહાપુરુષોનાં જીવન ચરિત્ર આ કાવ્યના પ્રત્યેક શ્લોકમાં વર્ણિત છે. ગ્રન્થ પ્રમાણ ૪૪૨ શ્લોકનું છે. ગ્રંથકાર સ્વયં લખે છે કે, "આચાર્યહેમચંદ્રસૂરિનું બનાવેલું 'સપ્તસંધાનકાવ્ય' હતું પરંતુ તે હવે મળતું ન હોવાથી મેં આ નવું બનાવ્યું છે.[2] આ ગ્રંથ "જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા" માં પ્રગટ થએલો છે અને આચાર્ય શ્રી અમૃતસૂરિજીએ તેના પર ટીકા બનાવી હમણાં જ સૂરતથી પ્રગટ કરેલો છે.

૬ **દિગ્વિજય મહાકાવ્ય**–આ મહાકાવ્યનો રચના સમય આપેલો નથી. આમાં શ્રી વિજયપ્રભસૂરિનું જીવનચરિત્ર છે. તેર સર્ગોનું આ કાવ્ય ગ્રંથકારે બનાવેલાં કાવ્યોમાં સૌથી મોટું છે. (સિંઘી જૈન ગ્રંથમાલામાં પ્રસિદ્ધ થએલ છે.)

૭ **લઘુત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર**–હેમચંદ્રાચાર્યે રચેલા 'ત્રિષષ્ટિશલાકા'ના દશે પર્વોને સંક્ષેપમાં લગભગ ૫૦૦૦ શ્લોક પ્રમાણમાં પદ્યરૂપે આલેખ્યો છે.[3] આ ગ્રંથ મુદ્રિત થયો નથી.

૮ **ભવિષ્યદત્તકથા**–પંચમીમહાત્મ્ય ઉપર ભવિષ્યદત્તની કથા, શ્રી વિજયરત્નસૂરિ સં. ૧૭૫૦માં ગચ્છપતિ બન્યા પછી પદ્યરુપે આલેખેલી છે.[4] આ ગ્રથ 'દાનદયામૃતહિમ્મતગ્રંથમાલા'માં પ્રગટ થયો છે.

૯ **પંચાખ્યાન**–પૂર્ણભદ્રે રચેલા મૂળ પંચાખ્યાનને ગદ્યરૂપે સંસ્કૃતમાં આલેખેલું છે. આ ગ્રન્થ મુદ્રિત થયો નથી.

---

१ "वियद्रसमुनीन्दूनां (१७६०) प्रमाणात् परिवत्सरे। कृतोऽयमुद्यमः पूर्वाचार्यचर्याप्रतिष्ठितः"
—सप्तसंधानमहाकाव्य, प्रान्तप्रशस्ति।

२ 'श्रीहेमचन्द्रसूरीशैः सप्तसंधानमादिमम्। रचितं तदलाभे तु स्तादिदं तुष्टये सताम्"॥
—सप्तसंधानमहाकाव्य, प्रान्तप्रशस्ति।

३ "कृपाविजयनामकवीन्द्राः सान्द्रचान्द्रमहसो यशसा ते। तद्विनेयवाग् विनयाऽऽढ्यो निर्ममे जिनपवित्रचारित्रम्"॥ ६०३॥ —लघुत्रिषष्टिशलाकापुरुषचरित्र, प्रान्तप्रशस्ति।

४ 'तपागणाम्भोजसहस्रभानुः सूरिर्जयो श्रीविजयप्रभाह्वः।
तत्पट्टदीपः श्रमणावनीपः प्रभासते श्रीविजयादिरत्नः॥ ७६॥
राज्ये तदीये विजयिन्यजस्रं प्राज्ञाः कृपादेर्विजया बभूवुः।
शिष्यो हि मेघाद्विजयस्तदीयोऽन्वभूदुपाध्यायपदप्रतिष्ठाम्॥ ७७॥
व्यरीरचद् धीरगभीरवाचा सुखाववोधाय कथाप्रबन्धम्।
स वाचकः पञ्चमिकातपस्याफलेन भोक्तुं शिवरूपलक्ष्मीम्"॥ ७८॥

૧૦ વિજયદેવમહાત્મ્ય વિવરણ–(ટીકાગ્રંથ) રચના સમય અજ્ઞાત છે પરંતુ આ ગ્રંથની લિપિ સં. ૧૭૦૯ માં થઈ છે,[1] તેથી માલમ પડે છે કે મૂલ ગ્રંથ એની પહેલા બન્યો હશે અને વિવરણ મૂળગ્રંથની સાથે યા પાછળ બન્યુ હશે મૂળ ગ્રંથ બૃહત્ખરતરગચ્છીય જિનરાજસૂરિસંતાનીય શ્રી જ્ઞાનવિમલશિષ્ય પાઠક શ્રી વલ્લભ-ઉપાધ્યાયે બનાવ્યો છે તેમા મુખ્ય વિષય શ્રી વિજયદેવસૂરિના જીવનનુ સવિસ્તર વર્ણન છે ઉપાધ્યાય મેઘવિજયજીએ આ મૂળ ગ્રંથ પર વિવરણ કર્યું છે એટલે કઠિન શબ્દોનો અર્થસ્ફોટક કર્યો છે આ ગ્રન્થ 'જૈન સાહિત્ય સંશોધક સમિતિ' તરફથી પ્રગટ થઈ ચૂક્યો છે

(ન્યાયગ્રંથ)

૧૧ યુક્તિપ્રબોધ નાટક–(વાણારસીય–દિગમ્બરમત–ખણ્ડનમય) આ ગ્રંથ મૂલ પ્રાકૃત ગાથામાં અને તેના પર સ્વોપજ્ઞ સંસ્કૃત ટીકા સહિત રચેલો છે તેમા તેમણે મુખ્યત બનારસીદાસની[2] એકાન્તી નિશ્ચયનયની માન્યતાને બનારસીમત[3]–

---

૧ "લિખિતાઽયં ગ્રન્થ પણ્ડિતશ્રી ૫ શ્રીરત્નસોમગણિ શિષ્યમુનિસોમગણિના સં ૧૭૦૯ વર્ષે ચૈત્રમાસે કૃષ્ણપક્ષે એકાદશી–તિથૌ બુધે લિખિત રાજનગરે શ્રીતપાગચ્છાધિરાજ–ભ૦ શ્રીવિજયદેવસૂરીશ્વરવિજય (યિ) રાજ્યે'। —વિજયદેવમાહાત્મ્ય, પ્રાન્તપુષ્પિકા।

૨ 'સત્તરમી સદીમાં બનારસીદાસ નામના શ્રાવક હિંદીભાષાના શ્રેષ્ઠ જૈન કવિ થયા તેઓ આગરાના રહેવાસી શ્રીમાલી વૈશ્ય હતા તેમનો જન્મ સં ૧૬૪૩ મા થયો હતો તેમના પિતાનુ નામ ખરગસેન હતુ તેમને ઝવેરાતનો વેપાર હતો બનારસીદાસે ખરતરગચ્છીય મુનિ ભાનુચંદ્ર (મુનિ અભયધર્મ ઉપાધ્યાયના શિષ્ય) ના સમાગમમા આવતા ધાર્મિક ક્રિયાસૂત્રો સાથે છંદ, અલંકાર, કોશ અને વિવિધ વિષયના કેટલાક શ્લોકો કંઠસ્થ કર્યા તેઓએ પહેલો શૃંગાર વિષયનો ગ્રંથ રચ્યો હતો પણ સં૦ ૧૬૮૦ મા તેમનુ ભારે પરિવર્તન થયુ આગરામા અર્થમલજી નામના એક આધ્યાત્મિક સજ્જન સાથે પરિચય થતાં શ્રીરાયમલ્લકૃત બાલાવબોધ સહિત દિગમ્બરાચાર્ય શ્રીકુંદકુંદકૃત 'સમયસાર નાટક' મનનપૂર્વક વાચતાં કવિને સર્વત્ર નિશ્ચય નય જ સૂઝવા લાગ્યો તેમને વ્યવહાર નય પરની શ્રદ્ધા જ ઊડી ગઈ, તેથી તેમણે જ્ઞાનપચીસી', 'અધ્યાત્મબત્તીસી', ધ્યાનબત્તીસી' શિવમન્દિર' આદિ કેવલ નિશ્ચય નયને જ પોષતી આધ્યાત્મિક કૃતિઓ રચી ભગવાન પર ચઢેલુ નૈવેદ્ય (નિર્માલ્ય) પણ તેઓ ખાતા ચંદ્રભાણ, ઉદયકરણ થાનમલજી આદિ મિત્રોની પણ એ જ દશા હતી છેવટે તો તેઓ ચારે જણ એક ઓરડીમાં નગ્ન બની પોતાને પરિગ્રહ રહિત (દિગંબર મુનિ) માનીને ફરતા તેથી શ્રાવકો બનારસીદાસને 'ખોસરમતી' કહેવા લાગ્યા આ એકાન્ત દશા સં૦ ૧૬૯૨ સુધી રહી'

—જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ૦ ૫૭૭–૭૮

"કવિ બનારસીદાસના અનુયાયીઓમાથી કુમારપાલ અને અમરચંદ આદિ જેઓ પોતાને આધ્યાત્મિકો કહેવડાવતા હતા, તેમનો શ્વે૦ ઉપા૦ શ્રીયશોવિજયજીને આગરામા સાક્ષાત્ પરિચય થયો અને તે મતનું ખંડન કરવા તેમણે 'અધ્યાત્મમત ખંડન' મૂળ ૧૮ શ્લોક પર સ્વોપજ્ઞવૃત્તિ સાથે અને 'અધ્યાત્મ મતપરીક્ષા' નામે પ્રાકૃતના ૧૧૮ શ્લોકો રચી તે પર સવિસ્તર ટીકા પણ રચી"

—જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ૦ ૫૭૮ નુ ટિપ્પણ

અધ્યાત્મમત જણાવી તેનું આવેશપૂર્વક ખણ્ડન કર્યું છે. આ મત સં. ૧૬૮૦માં નીકળ્યો એમ જણાવ્યું છે. 'દ્રવ્ય ક્રિયાઓ છે તે કષ્ટક્રિયાઓ છે માટે અધ્યાત્મમાં લીન રહેવું' એવી તે મતની માન્યતાનું અને દિગમ્બરો શ્વેતામ્બરોથી ૮૪ બાબતોમાં ભિન્ન પડે છે તે દિગમ્બરમતનું પણ ખંડન કર્યું છે. આ ગ્રન્થનું પ્રમાણ ૪૩૦૦ શ્લોકનું છે.[1] આ ગ્રન્થ શ્રી વિજયરત્નસૂરિના રાજ્યમાં સંવત ૧૭૫૦ પછી બનાવેલો છે.[2] આ ગ્રંથ રતલામ–ઋષભદેવ–કેશરીમલપેઢી તરફથી પ્રગટ થયો છે.

૧૨ **ધર્મમંજુષા**–આ ગ્રંથનો રચના સમય મળી શક્યો નથી તેમાં ઢુંઢકોના મન્તવ્યોનું ખંડન છે. આ ગ્રંથ અમુદ્રિત છે, વડોદરા અને આગરામાં તેની પ્રતિઓ છે.

**વ્યાકરણગ્રંથ**

૧૩ **ચન્દ્રપ્રભા ( હૈમકૌમુદી )**–રચના સમય ૧૭૫૭.[3] આ ગ્રંથ વ્યાકરણનો છે. શ્રી હેમચંદ્રસૂરિ રચિત 'સિદ્ધહૈમચન્દ્રવ્યાકરણ'ને કૌમુદીના રૂપમાં મૂકીને પ્રસ્તુત ગ્રંથ બનાવ્યો છે. આની રચના [4]આગરામાં થઈ હતી, જેનું ગ્રંથ પરિમાણ ૮૦૦૦ શ્લોકનું છે.[5] આ ગ્રંથ કૌમુદી માફક પોતાના શિષ્ય ભાનુવિજય માટે બનાવ્યો[6] અને સૌભાગ્યવિજય તેમજ મેરુવિજયે તપાસ્યો હતો.[7] આ ગ્રંથ 'મેસાણા–શ્રેયસ્કર મંડળ' તરફથી પ્રગટ થએલો છે.

---

૧ "चतुःसहस्रीश्लोकानां शतत्रयसमन्वितम। प्रमाणमस्य ग्रन्थस्य निर्मितं तत्कृता स्वयम्" ॥ १ ॥

२ "तत्पट्टभूषा महसाऽतिपूषा सुवर्णनैर्मल्यविधानभूषा। विराजते श्रीविजयादिरत्नः प्रभुः प्रभाध्यापितदेवरत्नः ॥ ४ ॥
तेषां राज्ये मुदाऽकारि वाङ्मयं युक्तिबोधनम्। मेघाद् विजयसंज्ञेन वाचकेन तपस्विना" ॥ ५ ॥ —युक्तिप्रबोधनाटक, प्रान्तप्रशस्ति।

३ "विजयन्ते ते गुरवः शैलशरर्षीन्दुवत्सरे ( १७५७ ) तेषाम्। आदेशाद् देशपतेः स्थितिः कृताराजधान्यन्तः

४ "चातुर्मास्यामस्यां नाम्ना श्रीआगरावराऽऽख्यायाम। नानायोगैरुचिते रचिता चन्द्रप्रभा सुधिया ॥ ८ ॥

५ "स्वाङ्गे साष्टसहस्रलक्षणधरः कलशाभिषेकः सुरैः सेन्द्रैः साष्टसहस्रमानसहितैः कुम्भैश्च वृत्तः स्तुतः। ग्रन्थेऽप्यष्टसहस्रसम्मिततया सल्लक्षणैर्लक्षिते कुर्यात् सोऽभ्युदयं धियां समुदयं वीरस्त्रिलोकीगुरुः" ॥ १४ ॥

६ "श्रीमेघविजयनाम्नोपाध्यायोऽध्यायतत्परः परमः। चन्द्रचन्द्रप्रभां चक्रे भानुदयवुद्धि-वृद्धिकरी ॥ ११ ॥
भट्टोजिनाम्ना भवदीक्षितेन सिद्धान्तयुक्ता वर कौमुदी या।
श्रीसिद्धहेमानुगता व्यधायि सैवाश्रिया भानुविभोदयाय" ॥ १२ ॥

७ "हेमचन्द्रसुगुरोः विनयस्य सिद्धेः शास्त्रार्णवोऽलभत पूर्णदशां रसेन।
दीपोत्सवस्य दिवसे कुशलेन योऽसौ सौभाग्य-मेरुविजयादिभिरीक्ष्यमाण" ॥ १५ ॥
—चन्द्रप्रभाव्याकरण, पूर्वार्द्धप्रान्तप्रशस्ति।

૧૪ હૈમશબ્દચન્દ્રિકા-આ વ્યાકરણ ગ્રંથ વિદ્યાર્થીને પ્રાથમિક પ્રવેશ માટે બહુ જ સંક્ષેપમાં બનાવેલ છે આ ગ્રંથ 'કચ્છ-પત્રી, ખેતશી ખીયશી' તરફથી પ્રગટ થયો છે[1]

૧૫ હૈમશબ્દપ્રક્રિયા-આ વ્યાકરણ ગ્રંથ ઉપર્યુક્ત ચંદ્રિકાથી મોટો છે તેની પ્રતિ પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટયૂટમાં છે

## (જ્યોતિષગ્રંથ)

૧૬ વર્ષપ્રબોધ-રચના સમય જ્ઞાત નથી, પરંતુ ગ્રંથની પ્રાન્ત પ્રશસ્તિમાં શ્રી વિજયપ્રભસૂરિના પટ્ટધર શ્રી વિજયરત્નસૂરિની શાસનધુરામાં આ ગ્રંથ બનાવ્યો એવું સ્વયં ગ્રન્થકારે જ લખ્યું છે, તેથી પ્રતીત થાય છે કે આ ગ્રંથની રચના સં ૧૭૩૨ માં શ્રી વિજયરત્નસૂરિ આચાર્ય બન્યા તે પછી થઈ, એમ નક્કી થાય છે[2] પોતાના શિષ્ય મેરુવિજયનું તેમાં સ્મરણ કર્યું છે ગ્રંથમાં તેર અધિકાર છે, ઉત્પાતપ્રકરણ, કર્પૂરચક્ર, પદ્મિનીચક્રમંડલપ્રકરણ, સૂર્ય અને ચન્દ્રના ગ્રહણનું ફલ, પ્રત્યેક માસમાં વાયુનો વિચાર, વરસાદ લાવવાના અને બન્ધ કરવાના મંત્ર-યંત્ર, સાઠ સંવત્સરોના ફલ, ગ્રહોની રાશિઓ ઉપર ઉદય અસ્ત વા વક્રીનું ફલ, અયન માસ પક્ષ અને દિનનો વિચાર, સંક્રાન્તિફલ, વર્ષના રાજા મંત્રી આદિનો, વરસાદના ગર્ભનો, વિશ્વાનો, આયવ્યયનો વિચાર, સર્વતોભદ્રચક્ર અને વરસાદ જાણવાના શકુન આદિ વિષયોનો સમાવેશ છે ગ્રન્થકારે ઉક્તગ્રંથનો સંબંધ 'સ્થાનાઙ્ગસૂત્ર' નામના

[1] "श्रीविजयप्रभसूरे प्रेष्य शिष्य कृपादिविजयकवे । श्रीमेघविजयवाचकवर कृता चन्द्रिका चक्रे ॥
प्रौढाया सरसाभा वृथा विनिर्मान्तु बालस्य । [भावा शर्मदा मुग्धाया रूपश्री पठनकृता क्रीडाहेतु ॥]

टीका—श्रीविजयप्रभसूरेरित्यादि स्पष्टम् । श्रीश्च विजयश्च तौ श्रीविजयौ ताभ्या युक्ता प्रभा बुद्धिस्तेज प्रतिष्ठा शोभा यस्मिन् ईदृश सूरिगणपतिस्तस्य सेवक कृत् प्रत्ययाना चन्द्रिकाभिध चन्द्रिकां प्रकाशरूपा चक्रे।
प्रौढाया इति हैमबृहद्वृत्तिस्तस्या । के के भावा [1] वचनसूत्रव्यवस्थाद्वय शर्म सुख तस्य दायका न सन्ति, सर्वेऽपि सुखदा सदा अस्या लघुत्वात्। मुग्धाया वैचित्र्य फलिताया क्रीडामात्रप्रवृत्ताया 'रूपश्री रूपप्रसाधन सैव पठनकृता विलोकनकृता क्रीडाहेतु' ॥ —हैमशब्दचन्द्रिकाव्याकरण, प्रान्तप्रशस्ति।

[2] 'श्रीमत्तपागणविभु प्रसरप्रभाव प्रद्योतते विजयत प्रभनामसूरि ।
तत्पट्टपद्मतरणिर्विजयादिरत्न स्वामी गणस्य महसा विजितधुरत्न ॥
तच्छासने जयति विश्वविभासनेऽभूद् विद्वान् कृपादिविजयो दिविजप्रसेव्य ।
शिष्योऽस्य मेरुविजयाऽऽह्वयवाचकोऽसौ ग्रन्थ कृत सुकृतलाभकृतेऽत्र तेन" ॥
—वर्षप्रबोध, प्रान्तप्रशस्ति।

ત્રીજા અંગ સૂત્ર સાથે બતાવ્યો છે. આનું બીજું નામ 'મેઘમહોદય' પણ છે. આ ગ્રંથ સંસ્કૃત–પ્રાકૃત બંને ભાષામાં છે, હિંદી–ગુજરાતી ભાષામાં અનૂવાદિત થઈ પ્રગટ થએલ છે.

૧૭ **રમલશાસ્ત્ર**–યદ્યપિ આ ગ્રન્થ મળ્યો નથી. પરન્તુ ઉપર્યુક્ત 'મેઘમહોદય'માં તેનો ઉલ્લેખ આવે છે. આ ગ્રન્થ પણ પોતાના શિષ્ય મેરુવિજય માટે લખ્યો હતો.

૧૮ **હસ્તસંજીવન**–આ ગ્રન્થના પ૨૫ શ્લોકો છે. તે ઉપર કર્તાની સ્વોપજ્ઞ-વૃત્તિ 'રેખાશાસ્ત્ર' નામે છે. આ ગ્રંથ હસ્તરેખાના વિષયમાં ભારતીય જ્યોતિષનું સપ્રમાણ સુરેખ વર્ણન પૂરું પાડે છે. તેનું બીજું નામ '**સિદ્ધજ્ઞાન**' પણ છે. આ ગ્રંથ 'મોહનલાલજી ગ્રંથમાલા'માં પ્રગટ થયો છે. અને ભાષાંતર તથા ચિત્રો સાથે આ ગ્રંથમાં આપેલ છે.

૧૯ **ઉદયદીપિકા**–આ ગ્રંથમાં પ્રશ્ન કાઢવાની પદ્ધતિ માટેનું વિશદ વર્ણન છે. સં. ૧૭૫૨ માં શ્રાવક મદનસિંહ માટે પ્રશ્નોત્તરરુપે રચેલી છે.[1] આ ગ્રન્થ છપાયો નથી.

૨૦ **પ્રશ્નસુન્દરી**–આ ગ્રંથમાં પણ પ્રશ્ન કાઢવાની પદ્ધતિનું ટૂંકમાં વર્ણન છે. આની પ્રશસ્તિમાં કેટલાક ગ્રંથોનો રચનાક્રમ પણ જણાવ્યો છે.[2] આ ગ્રંથ અમારી સિરીઝમાં હવે પછી પ્રસિદ્ધ થશે.

૨૧ **વીસાયંત્રવિધિ**–આમાં વીસાયંત્રની વિધિનું વર્ણન છે. જે પદ્માવતી સ્તોત્રના અન્તર્ગત કાવ્ય વિવરણ પર વૃત્તિ સમાન છે. તેમાં અર્જુન પતાકા,[3]

---

१ "नत्वाऽर्हन्तं पार्श्वभास्वद्रूपं शङ्खेश्वरस्थितम् । श्रीश्राद्धमदनात् सिंहे धर्मलाभः प्रतन्यते ॥१॥
—उदयदीपिका, प्रारम्भ ।

२ " चर्याऽसौ प्रश्नसुन्दर्या धुर्या माधुर्यशालिनाम् । ध्यानकेनीनुकार्या (?) धार्या त्वार्यादिभिः श्रिये ॥ १ ॥
प्रेष्यस्तपागणपतेर्विजयप्रभाख्यसूरीशितुः कविकृपाविजयस्य शिष्य ।
चक्रे विचार्य रचनां साऽस्तु नित्या भोगश्रिये समनुयोजितधर्मलाभात् ॥ २ ॥
सूर्याचन्द्रमसौ यावद् यावन्मेरुमहीधरः। श्रीप्रश्नसुन्दरीसिद्ध्यै तावत् त्रिपुरसुन्दरी॥३॥
पद्मावती नागलोके मध्यलोके प्रभावती। श्रुतदेवीश्वरी तूर्द्ध्वलोके त्रिपुरसुन्दरी ॥ ४ ॥
तद् मुस्त (?) मेघविजयैः वत्वकैः (वाचकैः) प्रश्नसुन्दरी। विहिता धर्मलाभेन कुरुता गक्तंती (मक्षतीं) श्रियाः ॥ ५ ॥
आद्यं सामुद्रिकं नाम्ना द्वितीयं लोकविश्रुतम् । सूक्ष्माक्षरं तृतीयं स्यात् तुर्यं त्रिपुरसुन्दरी ॥६॥
पद्मावत्यभिधानामं शुद्धं प्रकरणं स्मृतम् । पञ्चमं पञ्चमैर्वाच्यं संशोध्याधिकधीधनैः" ॥७॥
—प्रश्नसुन्दरी, प्रान्तप्रशस्ति ( आचार्य श्रीक्षमाभद्रसूरिपासेथी प्राप्त )।

३ "श्रीमेघविजयः प्राप्तोपाध्यायपदविश्रुतः । भूविश्वेत्यादिकाव्यस्य व्याख्यानं चक्रवानिदम् ॥१॥
विजययन्त्रप्रभावे—

વિજયયન્ત્ર વાપરવાની વિધિ છે આ સિવાય બીજા કેટલાક યન્ત્રો રચ્યા હોય એમ પણ જણાય છે [1]આ ગ્રન્થ અમારી સિરીઝમા પ્રગટ થયો છે મૂલ્ય પાચ રૂપિયા છે

## ( અધ્યાત્મ )

૨૨ માતૃકાપ્રસાદ–રચના સમય સ ૧૭૪૭ આ ગ્રથ અધ્યાત્મવિષયનો છે આ ગ્રથમા " ૐ નમ સિદ્ધમ્ " વર્ણામ્નાય પર વિવરણ કર્યુ છે અને ૐ શબ્દનુ રહસ્ય સ્પષ્ટરૂપે બતાવ્યુ છે પ્રસ્તુત ગ્રથ ધર્મનગર ( ધમ્મપુરી )મા બનાવ્યો એવું સ્વય ગ્રથકારે જ લખ્યુ છે [2]

૨૩ બ્રહ્મબોધ–આ ગ્રથ યદ્યાપિ મળ્યો નથી પરતુ સભવત તેમા આધ્યાત્મિક વિષયોનુ વર્ણન હશે, એમ લાગે છે

૨૪ અર્હદ્‌ગીતા–આ ગ્રથના ૬ અધ્યાયો છે અને તેમા જૈનદર્શનનુ વર્ણન સ્પષ્ટરૂપે કર્યુ છે આ ગ્રથ " મહાવીર ગ્રન્થ માલા "માં પ્રગટ થયો છે [3]

---

१ "एव शकुनरेटाना स्थानाद् विंशतियन्त्रकम । निश्चित मेघविजयश्रिया विमयतृद्धिदम् " ॥२१॥
अर्हपदेन विंशयन्त्रव्यवस्था—
"प्राचीनानुचानेस्त्रिभागदानादिरेफक्षेपेऽपि । कृतगुणयन्त्र रचित सबाणदयन्त्र द्वये होवे " ॥२॥
"तन्मार्गानुगतधियोपाध्यायपदस्थमेघविजयेन । विहरञ्जिनयन्त्रमिह स्फुटीकृत विजयकरम् " ॥ ३ ॥
" रेफस्य व्यञ्जनत्वेनैकोनत्वे पञ्च वा स्थिता । अर्हपदाद् विंशयन्त्र मेघादिविजयोदितम् " ॥ १२ ॥
" पञ्चातीस्तवने कथितविंशतियन्त्रप्रतिष्ठा—
"वाचकमेघविजयैस्त्रिंशद्यन्त्रसुसूत्रितम । श्रीवीर-पार्श्वयःपद्मानुभावादस्तु सिद्धिदम् " ॥
विजययन्त्राण्मगत्या वचनमतविंशतियन्त्रप्रतिष्ठा—
" देव्या पद्मावत्या भगवत्या स्वप्नकथितयन्त्रस्य । सवाक्यार्थ विवृत वाचकमेघादिविजयेन " ॥ १० ॥
"तपागच्छेशसूरीशविजयप्रभसेवक । कृपादिविजयधीराणा शिष्योऽर्हच्छासनश्रिये " ॥४९॥
—अनुभूतसिद्धविंशादिकल्पसग्रह ।

२ " ॐ नम सिद्धमित्यादेर्वर्णाम्नायस्य वर्णनम् । चक्रे श्रीमेघविजयोपाध्यायो धर्मसाधनम् ॥
सवत्सरेऽश्ववार्ध्यश्वभूमिते ( १७४७ ) पोष उज्ज्वले । श्रीधर्मनगरे ग्रन्थ पूर्णश्रियमशिश्रियत् " ॥
—मातृकाप्रसाद प्रान्तप्रशस्ति ।

३ " इतोऽधिक किञ्चन मातृकाया व्याख्यानमादेशि मया जितस्य । श्रीतत्त्वगीताह्वित सप्ततीताऽध्यायेषु मध्येयधियोत्तरेषु " ॥
—मातृकाप्रसाद ।

વળી તેમણે 'પંચતીર્થસ્તુતિ–સટીક', તેમજ 'ભક્તામરસ્તોત્ર' પર ટીકા રચી છે. સિવાય કવિએ અનેક ગુજરાતી કૃતિઓ–૧ જૈનધરમદીપક, ૨ જૈન શાસન-દીપક ૩ આહારગવેષણા, ૪ શ્રી વિજયદેવસૂરિ નિર્વાણરાસ, ૫ કૃપાવિજય નિર્વાણરાસ, ૬ ચોવિશ જિન સ્તવન, ૭ પાર્શ્વનામસ્તોત્ર, વગેરે રચેલાં મળી આવે છે.

સર્વ છેલ્લે હસ્તસંજીવનના તલસ્પર્શી અભ્યાસી અને સંશોધક સ્વર્ગસ્થ શ્રીમદાચાર્ય શ્રી **વિજયક્ષમાભદ્રસૂરિશ્વરજી**ને અમો અહીં યાદ કરીએ છીએ. તેઓએ આ પુસ્તકના મૂળ અને ભાષ્યનું **જલંધર** (પૂર્વ પંજાબ)માં મહતા **સોમેશ્વર**ના પુત્ર **દયારામ**ના પુસ્તક ઉપરથી સંવત ૧૭૯૫ શકે ૧૬૬૦ના વૈશાખ વદ ૧૨ મંગળવારે અવસ્થી ટીકારામ **ભવાનીદત્તે** લખેલા પુસ્તક ઉપરથી સંશોધન કર્યું છે. આ સંશોધનનો આ પુસ્તકના સંપાદનમાં છૂટથી ઉપયોગ કર્યો છે. સ્વર્ગ-સ્થની મનઃકામના **હસ્તસંજીવન**નું સર્વાંગ સુંદર સંપાદન જોવાની હતી. પણ કાળબળથી તેઓ આ ગ્રંથના પ્રકાશન પૂર્વેજ સ્વર્ગસ્થ થયા છે. એ શોચનીય છે. સ્વર્ગસ્થ સંપાદન કરેલું મૂળ અને ભાષ્ય સાથેનું **હસ્તસંજીવન**નું પુસ્તક તથા **પ્રશ્નસુંદરી**ની શ્રીમદ્‌ની હસ્તલિખિત પ્રતો અમોને જ્યોતિષશાસ્ત્રાભ્યાસી તપસ્વી મુનિશ્રી **કાન્તિવિજયજી**એ ઉપયોગ કરવા આપી છે. એટલે તેમનો પણ આભાર માનીએ છીએ.

આમ અમો **હસ્તસંજીવન**ના મૂળ તથા ભાષ્યનું સંપૂર્ણ સંપાદન કરવા શક્તિમાન થયા છીએ. આ સંગ્રહમાં **હસ્તસંજીવન**ને મૂળ તથા ગુજરાતી ભાષાન્તર સાથે આપેલું છે. અને તેમાં આવતાં ચક્રો, કોષ્ટકો વગેરેને સારી રીતે સમજાય તેવી રીતે રજુ કરેલાં છે. વિશેષમાં **હસ્તસંજીવન**ના વિષયને માર્મિક રીતે સમજાય તે માટે ભૂમિકા તથા નિમિત્તશાસ્ત્ર સંબંધી વિસ્તૃત નિબંધ પણ આ સંગ્રહમાં સામેલ કરવામાં આવ્યા છે. એટલે **હસ્તસંજીવન**નું આ સપાદન અભ્યાસકોને રુચિકર થઈ પડશે. એમાં બે મત છેજ નહિ.

**સામુદ્રિકશાસ્ત્ર**ની આ પહેલા એક આવૃત્તિ જુના હિંદી ભાષાન્તર સાથે **સામુદ્રિકશાસ્ત્ર** નામથી **વેંકટેશ્વર** પ્રેસમાંથી બહાર પડી હતી. આ પુસ્તકના ભાષાન્તરમાં જે કંઈ ત્રૂટીઓ હતી. તે બધી આમાંથી દૂર કરી છે. અને ગ્રંથ સારી રીતે મગજમાં ઠસે, તે માટે ગ્રંથકારોક્ત પશુ પક્ષી સાથેના મનુષ્ય અંગ પ્રત્યંગનાં સરખાવેલાં લક્ષણોને વિવિધ ચિત્રોથી દર્શાવેલાં છે. ભાષાન્તર તથા વિષય સ્પષ્ટિકરણ કરવામાં કચાશ રાખવામાં આવી નથી. અને અત્યારપૂર્વે શરીર સામુદ્રિકનાં છપાએલાં દરેક પુસ્તકો કરતાં આ પુસ્તકને રમણીય, વિશદ તથા મર્મોદ્‌ઘાટન કરવામાં આવ્યું છે. જો પ્રાણીઓનાં અંગ પ્રત્યંગનું સંપૂર્ણ નિદર્શન ન થયું હોય તો સામુદ્રિક-શાસ્ત્ર સમજાતું જ નથી. આ ત્રૂટી અમોને ઘણી સાલતી હતી. અત્યાર પહેલાં કોઈ

પણ સપાદક કે પ્રકાશકનુ તે તરફ ધ્યાન જ ગયુ નથી. સર્વ પ્રથમ આમા જ આ પ્રયત્ન થએલો છે આ ચિત્રો ગુજરાતના સમર્થ કલા વિવેચક ચિત્રકાર શ્રી રવિશંકર રાવળે તૈયાર કર્યા છે એટલે તેની સુદરતા તથા પ્રમાણિકતા માટે કહેવાનુ રહેતુ જ નથી

**સામુદ્રિકતિલક**ની આ ગુજરાતી સચિત્ર આવૃત્તિ સર્વ પ્રથમ જ થાય છે અત્યાર પહેલા ઉપર જણાવ્યુ તેમ વેંકટેશ્વર પ્રેસનુ મૂળ અને હિદી ભાષાન્તર મળતુ હતુ થોડાક વર્ષો પહેલા શ્રીયુત **રઘુનાથ શાસ્ત્રી પટવર્ધને** **સામુદ્રિકતિલક** નામના ગ્રથમા આ પુસ્તક મરાઠી ભાષાન્તર સાથે સપાદન કર્યું છે પરતુ અમારૂ સપાદન સ્વતત્ર જ છે અને તે સ્હેજે સમજાય તેમ છે

**સામુદ્રિકશાસ્ત્ર, હસ્તકાંડ**, આ બે ગ્રથનુ સપાદન હિદની કોઈ પણ ભાષામા થએલુ જાણવામા આવ્યુ નથી સર્વ પ્રથમ આ સગ્રહમા જ તે લેવમા આવ્યા છે સામુદ્રિકશાસ્ત્રના શ્લોકો ઘણા પુસ્તકોમા ઈતસ્તત જોવામા આવે છે **વિવેકવિલાસકારે** તેનો ઘણો ઉપયોગ કર્યો છે આ ગ્રથ અતિ પ્રાચીન છે એટલુ જ કહેવુ અહી બસ થશે

હસ્તકાડ કે જે **ચૂડામણિ**ના વિષયનો જ ગ્રથ છે તેની પ્રત અમોને પાટણના ફોફલીયા વાડાના ભડારમાથી વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રી **પુણ્યવિજયજી** મહારાજે મેળવી આપી હતી તેઓશ્રીના કહેવા મુજબ અત્યારસુધી **અમદાવાદ** તથા **પાટણ**ના જૈન ભડારોની, જાણવામા આવેલી લગભગ ૫૦૦૦૦ પચાસ હજાર જેટલી હસ્તપ્રતોમા હસ્તકાંડની બીજી કોઈ પ્રત નથી આવી દુર્લભ પ્રત મેળવી આપવા માટે તેઓશ્રીનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે

**અર્હચ્ચૂડામણિસાર** પ્રતાકારે ઘણીજ અશુદ્ધ રીતે મહાવીર ગ્રથમાળા ધૂળીયાથી પ્રકાશિત થયો હતો આ પ્રકાશન ઉપરથીજ સશોધિત પાઠ સાથે અહી તેને મૂકવામા આવ્યો છે

હસ્તકાડ તથા **અર્હચ્ચૂડામણિ**ની બીજી પ્રતોના અભાવમા પાઠશુદ્ધિ તથા અર્થસગતિ ઘણીજ કઠીન થઇ પડી હતી, પરતુ ઈશ્વરકૃપાથી અમોએ તેની બને તેટલી શુદ્ધતા અર્થસગતિ અને ભાષાન્તર તેના જ જેવા **ચદ્રોન્મિલન, પ્રશ્નસુદરી** વગેરે ગ્રથોના અભ્યાસદ્વારા કરી છે આમ હોવા છતા ક્ષતિ રહી ગઈ હોય તો તજ્જ્ઞ વિદ્વાનો હમક્ષીર ન્યાયથી અમોને ક્ષમા કરશે, એમ આશા છે

આ પાચ ગ્રથોના પ્રકાશનમા ભાઈશ્રી **સારાભાઇ મણિલાલ નવાબે** તનમન ધનથી કામ કર્યું છે આટલી બધી મોઘવારીમા ઉચા આર્ટ પેપર ઉપર સચિત્ર

આવૃત્તિ બહાર પાડવાનું સાહસ ગુજરાતના પ્રકાશકોને અચંબો પમાડનારૂં લાગશે. આ ગ્રંથોનું પ્રકાશન તેમના જેવા સાહસિકોથી જ થઇ શકયું છે. હિસાબ ગણનારની દૃષ્ટિ આમાં ચાલેજ નહિ. ફક્ત અંધારે અટવાતા પ્રાચીન શાસ્ત્રના ઉદ્ધારની ધગશ જ આ કાર્ય કરાવી શકી છે. તેઓની પ્રગતિ ઉત્તરોત્તર થાય એમ હરકોઈ સહૃદય ચાહેજ. ઈશ્વર તેમને સફળ બનાવે, અને હવે પછી પણ તેમણે કરવા ધારેલાં **હીરકલશ** જૈન જ્યોતિષ, **અર્ધ્યકાંડ** તથા **ચંદ્રોન્મિલન**ના પ્રકાશનનો તેમને સુયોગ પ્રાપ્ત થઈ સફળતા મળે તેવી પરમાત્મા પાસે અભ્યર્થના છે. ઇતિ શમ્.

મણિયાશાની ખડકી પાસે,
ખાડીઆ, **અમદાવાદ**.
વિજયાદશમી
સં. ૨૦૦૩ વૈક્રમી.

**હિમ્મતરામ મહાશંકર જાની**
જ્યોતિષાચાર્ય.

# જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથો

# અનુક્રમણિકા

# આમુખ

આ ગ્રંથ શ્રી **મેઘવિજયગણિએ** ક્યારે લખ્યો તે સ્પષ્ટ કહી શકાય તેમ નથી. કારણ ગ્રંથમાં ક્યાંય તેવો ઉલ્લેખ નથી. પરંતુ ભાષ્યમાં સંવત ૧૭૩૭ ની સાલનાં ઉદાહરણ છે. તેમજ ગ્રંથકારની લેખન પ્રવૃત્તિ સંવત ૧૭૧૪ થી શરૂ થઈ સંવત ૧૭૬૦ સુધી પહોંચેલી છે. એટલે ૧૭૩૭ ની આજુ બાજુમાં મૂળગ્રંથ તથા તેનું ભાષ્ય પુરૂં થયું હશે. મૂળની તેમજ ભાષ્યની રચના જોતાં અનુમાન થાય છે કે, ગ્રંથકારે સર્વ પ્રથમ મૂળગ્રંથ લખી કોઈ કોઈ કઠીન સ્થળે ટીપ્પણી રૂપ ભાષ્ય લખ્યું હશે, પરંતુ ત્યાર બાદ ઘણા વખત પછી ગ્રંથકારે **સામુદ્રિકલહરી** નામથી ભાષ્યની યોજના કરી છે, અને તેમાં મૂળ તેમજ ટીપ્પણી રૂપે યોજેલા ભાષ્ય બંનેની ઉપર ભાષ્ય કર્યું છે.

**સામુદ્રિકલહરી** ભાષ્ય તેમણે શા માટે લખ્યું ? તે વિષયમાં તેઓ લખે છે કે

**वाराणसीपुरि वसन् कविजीवरामः प्रोद्दामबुद्धिरभिरामतयातिकामः ।**
**हेतुर्बभुव भवने विवृतेरमुष्या अत्याग्रहेण भणनादति तीक्ष्णमत्या ॥**

**उपाध्यायो नाम्ना स भुवि विजयी मेघविजयः**
**कृतास्योपज्ञासौ विवृतिरमला येन सुभगा**
**यदेतस्यां मिथ्या कथनमथन स्पष्ट मुदितं**
**विशुद्ध्यै बुद्ध्यै वा न तु सुमनस्तस्य जयिनः ॥**

અર્થાત્-**વારાણસી** નગરીના રહીશ, વિશાળ બુદ્ધિવાળા શ્રેષ્ઠ પુરુષ **જીવરામ** કવિએ તીક્ષ્ણ બુદ્ધિથી વિચારી આ ગ્રંથની ટીકા કરવા અત્યાગ્રહ કરી આ ટીકા થવામાં કારણ થયા છે.

ઉપાધ્યાય **મેઘવિજય** એ આ સુભગ નિર્મળ વિવૃત્તિ પોતે કરી છે. આ ટીકામાં કાંઈ પણ જો મિથ્યા કથન હોય અથવા કંઈક અસ્પષ્ટ રહી ગયું હોય તો તે વિજયી **મેઘવિજય** દોષપાત્ર નથી, પરંતુ તે બુદ્ધિની વિશુદ્ધિ માટે છે.

ગ્રંથકારને મંત્ર તંત્ર તેમજ જ્યોતિષશાસ્ત્રનો સારો પરિચય તથા વ્યાસંગ હોય

તેમ માલુમ પડી આવે છે તેમણે **હસ્તસંજીવન, પ્રશ્નસુંદરી** તથા **વર્ષપ્રબોધની** રચના તેમજ **અર્જુન પતાકાની** રચના કરી પોતાના જ્યોતિષિક જ્ઞાનનો પરિચય આપ્યો છે જ્યોતિષના ગૂઢ રહસ્યો તરફ જ તેમનો ઢોળાવ વધારે પડતો છે અને તેથી જ નષ્ટ જાતક વિષયમા તેઓ ઉંડા ઉતરી **પ્રશ્નસુંદરી**ની રચના તથા ગ્રહચાર અને સમર્ઘ-મહર્ઘ (તેજીમંદી) ઉપર ખુબ ઉહાપોહ કરી **વર્ષપ્રબોધની** રચના કરી છે આવી મઘોક્ત દાતા ચમત્કૃતિ ભર્યા વિષયો ઉપર જ તેમનુ લક્ષ્ય હશે એમ અનુમાન થાય છે

ગ્રંથકારની પ્રતિભા વિલક્ષણ છે કાવ્ય સાહિત્યમા સમસ્યાપૂર્તિ દ્વારા **મેઘદૂત, નૈષધ** અને **માઘનો** તેમણે પોતાના કાવ્યોમા અંતર્ભાવ કર્યો છે તેમજ જ્યોતિષના ગૂઢ વિષયોને પોતાની પ્રતિભા નિકર્ષ ઉપર કસી ગ્રંથરચના કરી છે તેમા વળી **હસ્તસંજીવન**મા અષ્ટાંગ નિમિત્તને એક હાથમા જ ઘટાવી દીધુ છે અષ્ટાંગ નિમિત્તની આઠે આઠ શાખાઓના ગમક તરીકે એક હાથને જ કલ્પી તેમા સર્વનો અંતર્ભાવ કર્યો છે તે તેમની **માઘ** અને **નૈષધ** જેવા કાવ્યોના અંતર્ભાવ કરવાની પ્રતિભાનું પરિણામ છે

ગ્રંથકારની આ સૂઝ નવીન છે? કે કોઈ વસ્તુ ઉપરથી પ્રેરણા મળી છે? તે વિચારતા બીજી હકીકતને માનવાને કારણ મળે છે

ગ્રંથકારે દર્શનાધિકારના અંતમા **સામુદ્રિકભૂષણ**ના કેટલાક શ્લોકો આપ્યા છે તે વિચારતા હાથમા જ દરેક વસ્તુની કલ્પના તેમણે તે શ્લોકો દ્વારા મેળવી હોવી જોઈએ, એમ અનુમાન થાય છે ગ્રંથકારનુ એક જ ધ્યેય વિચારપથમા વારંવાર આવે છે કે અષ્ટાંગ નિમિત્તનો કેવળ હાથમા જ સમાવેશ કરવો અષ્ટાંગ નિમિત્તના વિવિધ સાધનોની જગ્યાએ કેવળ હાથ એ એક જ સાધન લઈ દરેક રીતે ફલ કથન કરાય, એ એક જ વસ્તુને તેમણે સાબીત કરવા ગ્રંથલેખન રૂપ શ્રમ ઉઠાવ્યો છે અને તેથીજ તેમણે હસ્ત દ્વારા અષ્ટાંગ નિમિત્તને સંજીવન આપી ગ્રંથનુ નામ **હસ્તસંજીવન** રાખ્યું છે આ બધુ કવિચાતુર્ય તથા વિદ્વન્મનોરંજન એક જ્ઞાન-મસ્ત પુરુષ સિવાય બીજામા સંભવવુ અશક્ય છે ગ્રંથકારો તો અનેક થાય છે પરંતુ જેમનામા નવીન કરવાની હોંસ હોય છે, શક્તિ હોય છે, તે પૈકીના એક તરીકે શ્રી **મેઘવિજયગણિ** માલુમ પડી આવે છે

આટલુ બધુ હોવા છતા એક બીજી ખુબી એ છે કે ગ્રંથકાર ક્યાય 'અહં-તત્ત્વ'ના ભોગ થઈ પડ્યા નથી અને એક સમાલોચકની માફક જ જ્યા ત્યા પોતાનો

પરિચય આપતા ગયા છે. **વર્ષપ્રબોધ**માં ઠેરઠેર અનેક પ્રકારના મત–મતાંતરો એકઠા કરી ત્યાં પોતાનો મત દર્શાવી ગયા છે. **હસ્તસંજીવન**માં પણ લગભગ તેવું જ છે. પરંતુ **હસ્તસંજીવનની** કલ્પના જ ભવ્ય છે. અને લગભગ નવીન જેવી છે. એટલે પ્રાચીન મતોની આલોચના તો તેમાં નહિ જેવી મલે છે. પરંતુ ભાષ્યમાં ઠેરઠેર માલુમ પડી આવે છે. ત્રીજા વિમર્શમાં પણ શોધનારને જડી આવે તેમ છે.

તે કાળના બીજા ગ્રંથકારો કરતાં આ ગ્રંથકારની એક બીજી વિશેષતા એ છે કે તેઓ પોતાના ભાષ્યમાં કેટલાક ગ્રંથોનો સારો પરિચય આપે છે. દાખલા તરીકે **સામુદ્રિકભૂષણ** તથા **શૈવસામુદ્રિક**નો ગ્રંથકારે પરિચય આપ્યો છે. આજે જેમ ગ્રંથનો આકાર, શ્લોકસંખ્યા, આદિ–અંત વગેરે ભાગ દર્શાવી પરિચય આપવામાં આવે છે, તેવી જ રીતે ઉપાધ્યાયજીએ તે ગ્રંથોનો પરિચય આપેલો છે:

## ( ૨ )

## ગ્રંથ પરિચય

**હસ્તસંજીવન** સવાપાંચસો અનુષ્ટુપ શ્લોકોમાં રચાએલો ગ્રંથ છે. આ ગ્રંથને **હસ્તસંજીવન** સિદ્ધજ્ઞાન એમ પણ કહેવામાં આવે છે. અને કેટલીક વખત **હસ્ત-સંજીવની** એમ પણ કહેવામાં આવે છે. ગ્રંથના પ્રમાણની સંખ્યા ગ્રંથકારે પોતે જ આપી છે. પ્રશસ્તિના અંતમાં પોતે કહે છે કે:–

**अनुष्टुभां सपादात्र ज्ञेया पञ्चशती ध्रुवम् ।**
**ग्रन्थे सतां प्रसादाच्च श्रेयः श्रीरस्तु शाश्वती ॥**

લગભગ બધો જ ગ્રંથ અનુષ્ટુપ્ છંદમાં રચાએલો છે. ફક્ત અધ્યાયના અંતમાં જેમ કાવ્યમાં સર્ગના અંતે બીજો બૃહદ્ છંદ યોજવામાં આવે છે, તેમ બીજા બૃહદ્-વૃત્તમાં ઉપસંહાર કરેલો છે. જ્યોતિષના ગ્રંથોમાં બહુધા આવી પદ્ધતિ માલુમ નથી પડી આવતી પણ ગ્રંથકાર એક મહાકવિ હોઈ અને ત્રણ ત્રણ મહાકાવ્યોના કર્તા હોઈ તેમની એ પદ્ધતિ જ પડી ગઈ હશે. જે વિશેષ શોભા રૂપ બની ગઈ છે.

સમગ્ર ગ્રંથ ચાર અધિકારોમાં વહેંચાઈ ગયો છે. જ્યોતિષકરણ ગ્રંથોમાં અધ્યાયો ને અધિકાર સંજ્ઞાથી ઓળખાવવાની પરિપાટી છે. જો કે **હસ્તસંજીવન** કરણગ્રંથ નથી છતાં તેવી પરિપાટીનો સ્વીકાર કરવામાં આવ્યો છે. પહેલા અધિકારને **દર્શના-ધિકાર**, બીજાને **સ્પર્શનાધિકાર**, ત્રીજાને **રેખાવિમર્શનાધિકાર** તથા ચોથાને

વિશેષાધિકાર એમ સંજ્ઞા આપેલી છે દરેક અધિકારમા નાના નાના પ્રકરણો યોજેલા છે કેટલીક જગ્યાએ તે પ્રકરણોને પણ અધિકારસંજ્ઞા આપેલી છે પરંતુ તે વાસ્ત વિકમા પેટાવિભાગો પ્રકમો છે

પહેલા અધિકારમા એટલે દર્શનાધિકારમા સર્વ પ્રથમ શાસ્ત્ર-પ્રામાણ્યાધિકાર નામનું પ્રકરણ છે તેમા ગ્રથકારે વીસ શ્લોકોની અંદર હાથની પ્રશસા કરી છે ત્યારબાદ ધ્યાનાધિકાર નામનુ બીજુ પ્રકરણ શરૂ થાય છે ગ્રથકારની માન્યતા છે કે ઇષ્ટદેવતાની કૃપા વગર, નૈમિત્તિક યથોચિત ફલાદેશ કરી શકતો નથી તે કહે છે કે -

अथ निमित्तज्ञान केवल शास्त्रादेव ज्ञातु न शक्यम् । अनन्तत्वात् । लक्षणशास्त्रस्य ततोऽप्यधिकत्वात् परीक्षायाः । तेन इष्टध्यानजापादिकथनमावश्यकं येन वाक्सिद्धिस्तत्प्रतिबन्धकदुरितध्वंसेन सञ्जायते ।

અર્થાત્-નિમિત્તનુ જ્ઞાન કેવલ શાસ્ત્ર દ્વારા જાણી શકાતુ નથી કારણ તે અનત છે તેમજ લક્ષણશાસ્ત્રની પરીક્ષા તો તેથી પણ વિશાળ છે તેથી ઇષ્ટદેવતાનુ ધ્યાન જપ વગેરે કહેવુ આવશ્યક છે જે કરવાથી વિઘ્નોનો નાશ થઈ વાક્સિદ્ધિ પ્રાપ્ત થાય છે

ધ્યાનાધિકારના ભાષ્યના આદિમા આ પ્રમાણે ટકી ભાષ્યનો ઉપસહાર કરતા કહે છે કે—

एव ध्यानविधिप्रधानपरिकाभ्यासाधिकारात्पर
ज्ञात्वा तत्त्वरुचि शुचिः शुचिधिया श्री हस्तसञ्जीवनम
श्रीमद्भागवत प्रसिद्धमतुल साान्निध्यमासादयन
यद् यद् वक्तिफल फलङ्कविकल तत् सिद्धिमायात्यलम् ॥

આવી રીતે ધ્યાનવિધિ જેમા મુખ્ય છે, અને જે ધ્યાનવિધિ દ્વારા સ્વરૂપાભ્યાસથી સાધ્ય થઈ શકે તેમ છે તેવા **હસ્તસજીવન**ને નિર્મળબુદ્ધિથી તત્ત્વની ઇચ્છાવાળા **પવિત્ર** પુરુષે જાણીને, તેમજ **શ્રીમદ્ભાગવત** (ભગવાનના પખથી શાસ્ત્ર પ્રસિદ્ધ **શ્રીમદ્ભાગવત** યા જૈન પક્ષમા અરિહતની વાણી રૂપ આગમો) કે જે ઘણું જ પ્રસિદ્ધ છે તેના વારવારના પાઠ (મનન) રૂપ સાન્નિધ્યને મેળવીને જે ફળ કહે છે તેનું નિર્મળ ફળ સિદ્ધિને પામે છે અર્થાત્ તે નૈમિત્તિકની વાણી નિષ્ફળ જતી નથી

આગળ જતા પણ આ હકીકત સ્પષ્ટ થાય છે કે પરમાત્માની કૃપા વગર વાક્સિદ્ધિ મળતી નથી કિંવદતીઓ મુજબ પણ જેઓ વિશેષ આત્મતત્ત્વની અભિરુચીવાળા

અને પવિત્ર હોય છે, તેમની વાણી નિષ્ફળ જતી નથી. માટે સફળ આદેશ કરવાની ઇચ્છાવાળા નૈમિત્તિકે ઇષ્ટ દેવતાની કૃપા મેળવવા વિશેષ લક્ષ્ય આપવું જોઇએ

ત્રીજા પ્રકરણુમાં કેટલોક પારિભાષિક શબ્દોનો સંગ્રહ છે. ત્યારબાદ ચોથા પ્રકરણુમાં હાથ જોવાની વિધિ બતાવી છે. આમાં નૈમિત્તિક કેવો હોવો જોઇએ, તેમજ પૃચ્છક કેવો હોવો જોઇએ તે સંબંધી શરૂઆતમાં જ કહેવામાં આવ્યું છે.

નિમિત્તશાસ્ત્ર કુદરતની રચનાનું સ્પષ્ટિકરણ કરવાની વિદ્યા છે, અને તે એવી રચના કે જે ભાવિના ગર્ભમાં યા તો ભૂતકાળના પેટાળમાં સંતાઈ રહી હોય. આવા મન–બુદ્ધિ અને ચક્ષુથી પર રહેલા પદાર્થોનું નિરૂપણ કરવા દૈવી શક્તિ જોઈએ. તથા તેમાં એકદમ કુદરતના ગ્રાદશ્યને પામવું જોઈએ. આથી છલને સ્થાન મળી શકતું નથી. છલ કરવાથી આદેશ નિષ્ફળ જાય છે. એક પ્રાચીન સુભાષિત છે કે:—

**मंत्रे तीर्थे द्विजे दैवे दैवज्ञे भिषजौषधे ।**
**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी**

વૈદ્ય અને દૈવજ્ઞમાં જેવી જેની શ્રદ્ધા હોય છે. તેવી સિદ્ધિ થાય છે. ગ્રંથકાર કહે છે કે:—

**जितेन्द्रियस्य श्रद्धालोर्यत्फलं कथ्यते बुधैः ।**
**स्वप्नवज्जायते सत्यं तत्सर्वं नान्यथा पुनः ॥**

અર્થાત્—જિતેન્દ્રિય અને શ્રદ્ધાળુને જે ફળ પંડિતો કહે છે, તે સ્વપ્નની માફક સત્ય નિવડે છે. શ્રદ્ધા રહિત અન્યથા થાય છે. નિષ્ફળ જાય છે માટે શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રજ્ઞ પુરુષને જ ભાવિ જાણુવા પૂછવું. એ ગ્રંથકારનો તેમજ દરેક જ્યોતિ:શાસ્ત્ર પ્રવર્તક આચાર્યોનો મત છે. આજકાલની માફક ખાલી વિનોદ કરવા કે દૈવજ્ઞની પરીક્ષા કરવા પ્રશ્ન કરવા નહિ.

દૈવજ્ઞની પરીક્ષા કરવા માટે પ્રશ્ન પૂછવાનો રીવાજ બાદશાહી જમાનામાં લખાએલા ગ્રંથોમાંથી જડી આવે છે. તાજિક ગ્રંથકારોએ પ્રશ્નકર્તા સરલ ભાવથી પ્રશ્ન કરે છે કે દૈવજ્ઞની પરીક્ષા કરવા પ્રશ્ન કરે છે, તેનો તોડ લાવવાની અમુક વિધિઓ યોજી છે. દૈવજ્ઞ તો ભૂત ભવિષ્ય વર્તમાન ત્રણે કાળનો જ્ઞાતા, સર્વજ્ઞ, તેણે દરેક ચીજનું જ્ઞાન ધરાવવું જોઈએ. આ દરેક પ્રશ્નનો ઉત્તર આપવો જોઈએ. તેવી માન્યતા સામાન્ય રીતે જોવામાં આવે છે. લોકો પોતાની ઉપરોક્ત માન્યતાથી જેમ મનમાં આવ્યું તેમ પ્રશ્ન કરી, અને જ્યોતિષી સર્વજ્ઞ હોવાનો ડોળ કરી દરેકનો ઉત્તર આપે.

આ એક હાસ્યાસ્પદ બાબત છે છતા તેવો પ્રચાર શાહી જમાનાથી આજ પર્યંત જોવામા આવે છે નિમિત્તશાસ્ત્રની અધોગતિનુ આ એક મુખ્ય કારણ છે

પરંતુ મુખ્ય હકીકત હૃદયની પવિત્રતા જ્યા બાજુ ઉપર રહેલી હોય ત્યા સત્ય શાનું રહે? અને પછી પરિણામ શૂન્ય આવે તેમા આશ્ચર્ય શુ છે?

ગુરુના ચારિત્ર્ય વગેરે ઉપર પણ ઉપાધ્યાયજીએ ખાસ ભાર મૂક્યો છે તેઓ કહે છે કે આદેશ કરનાર ગુરુ--

ब्रह्मचारी क्षमाशीलः कृतज्ञो धार्मिकः शुचिः ।
दक्षो गुरुः क्रमायातो वाक्सिद्धिः स्वक्रियारतः ॥
सन्तुष्टः श्रद्धया युक्तस्तपस्वी विजितेन्द्रियः ।
नानाशास्त्रविवेकज्ञ' स्थिर चित्तो गुरुर्मतः ॥

અર્થાત્-બ્રહ્મચારી, ક્ષમાશીલ વગેરે ગુણોવાળો તથા સંતોષી, શ્રદ્ધાવાળો તપસ્વી જિતેન્દ્રિય, અનેક પ્રકારના શાસ્ત્રવાદમા કુશળ અને સ્થિતપ્રજ્ઞ જોઈએ આજના જેવા લુબ્ધ ચિત્તવાળા ન જોઈએ નૈમિત્તિક બનાવે આટલુ લક્ષમા રાખવા જેવુ છે મંત્રશાસ્ત્રની માફક નિમિત્તશાસ્ત્ર પણ અદૃષ્ટની વાત કરનાર હોઈ તેના માટે પણ પવિત્રતા વગેરે ખાસ મહત્ત્વના છે, તે ભૂલવા જેવુ નથી

ત્યાર બાદ પાચમા અધ્યાયમા તિથિચક્રથી લઈ અનેક પ્રકારના ચક્રોનો ઉલ્લેખ ગ્રંથકારે કર્યો છે વિવિધ ચક્રો દ્વારા ફલ નિરૂપણની પદ્ધતિ હોઈ તે તે ચક્રોનુ હાથમા કેવી રીતે ઘટકત્વ છે, તે ગ્રંથકારે દર્શાવ્યુ છે ગ્રંથકારનુ ખરૂ કૌશલ્ય અહી જ વ્યક્ત થાય છે, અને આ ચક્રો ઉપરની વ્યાખ્યા એ તો ગ્રંથકારના અગાધ જ્ઞાનસમુદ્રનો પરિચય છે ગ્રંથનુ હાર્દ આ પાચમો અધ્યાય જ છે "જે છે તે અહીં છે" એ ઉક્તિ આ અધ્યાયને હસ્તસંજીવનમા લાગુ પડે છે

અહી ક્રમ પ્રાપ્ત જો કે રેખાવિમર્શનાધિકાર કહેવો જોઈતો હતો કારણ તિથિચક્રાદિમા શુભાશુભનુ જ્ઞાન તે તે સ્થાનના શુભાશુભ ઉપર હોઈ સ્થાનનુ શુભાશુભ લક્ષણ કે જે સામુદ્રિકનો વિષય છે, તે રેખાવિમર્શનાધિકારમા હોઈ પહેલા તે જ્ઞાન કરાવવુ ઠીક હતુ જો કે ગ્રંથકારે સામુદ્રિકશાસ્ત્રના હસ્ત મધ્યસ્થ શુભાશુભ ચિન્હોનુ કથન કહેવા માટે જ ત્રીજા વિમર્શની રચના કરી છે, અને અષ્ટાંગ નિમિત્ત હાથમા ઘટાવવા પુરતી હસ્તસંજીવનની રચના હોઈ તે વિભાગ ગ્રંથના મુખ્ય ધ્યેયથી જુદો હોઈ પરિશિષ્ઠ રૂપે યા પાછળથી આપવામા કોઈ જાતની ક્ષતિ

રહેતી નથી. એટલે ગ્રંથકારે ત્રીજા અને ચોથા વિમર્શમાં તે હકીકત રજુ કરી છે, એટલે કોઈ જાતનો દોષ નથી.

અર્થાત્—આ સંદર્ભથી એ સ્પષ્ટ થયું કે સામુદ્રિકશાસ્ત્રોક્ત શુભાશુભ લક્ષણો દ્વારા હાથની અંદર અષ્ટાંગ નિમિત્તનો અંતર્ભાવ કરવા આ ગ્રંથની રચના ગ્રંથકારે કરી છે, અને તેમાં તે સફળ થયા છે. તે સ્પષ્ટ થાય છે.

અષ્ટાંગ નિમિત્ત હાથમાં ઘટાવવા જતાં કયા વર્ષમાં, કયા માસમાં, કઈ તિથિમાં કઈ ઘટિકા મારા માટે શુભાશુભ છે. તેની વિવક્ષા કરવામાં જ પ્રથમ દર્શનાધિકારની સમાપ્તિ થઈ જાય છે.

અહીં ગ્રંથકાર જાતકશાસ્ત્રની પદ્ધતિનો એટલે આઠમા નિમિત્તનો સ્વીકાર કરી આગળ વધે છે, અને તેમાં તેમને લગ્નકુંડલી, રાશિકુંડલી, ભાવકુંડલી વગેરેની જરૂર પડે છે. એટલે તે હાથમાં જન્મકુંડલીની રચના કરે છે. આ વિભાગને લઈ **હસ્તસંજીવન**માં નષ્ટજાતક અથવા તો હસ્તરેખા ઉપરથી જન્મકુંડલી કરવાની રીત છે, એવી માન્યતા સમાજમાં પ્રચલિત છે.

પરંતુ અહીં કહેવું પડે છે, કે તેમ માનનારાઓ અંધારામાં છે. આવી કોઈ હકીકત (જેમ તેઓ ધારે છે તેવી) **હસ્તસંજીવન**માં છે જ નહિ હો! એક હકીકત છે કે હાથની અંદર કુંડલી કલ્પવાની કલ્પના ગ્રંથકારે કરી છે. પણ તેના નિયમો સાધારણ છે, અને તેમ હોવા છતાં અમારા માટે અભૂતપૂર્વ છે. અત્યારસુધીમાં ઉપલબ્ધ થતા **સામુદ્રિકશાસ્ત્ર**ના ગ્રંથોમાં ક્યાંય હસ્તરેખા ઉપરથી વાસ્તવિક જન્મકાળ શોધી કાઢવાની રીત અમોએ જોઈ નથી. **રેખાજાત** નામના પ્રકરણમાં રેખાઓના **વ્યાઘ્રવિલાસિ**ની ઇત્યાદિ ભેદ પાડી અમુક ભેદની રેખા છે, માટે અમુક ઘટિકાએ જન્મ થયો છે, એમ કલ્પના છે, અને તે ઉપરથી દરેક પ્રક્રિયા જાતક શાસ્ત્રાનુસાર થઈ શકે છે. જો કે તે પ્રકરણ જોતાં અમને તેમાં યુક્તિ દેખાઈ નથી. કોઈ જાતની ઉપપત્તિ નથી. છતાં હસ્તરેખા ઉપરથી કુંડલી કાઢવાની ચમત્કૃતિ સાંભળતા આવ્યા હોઈ કોઈ પણ જાતના નિર્ણય ઉપર આવી શકતા નથી. તે વિષય ગમે તેમ હો. પરંતુ **હસ્તસંજીવન**માં તેવી કોઈ વિધિ નથી. એમ કહેવામાં અમને કોઈ વાંધો નથી.

ગ્રંથકારે **દર્શનાધિકાર**ના ૧૭ મા શ્લોકમાં હાથને **બ્રહ્મા**એ રચેલી જન્મપત્રિકાની ઉપમા આપી છે, એટલે તે જન્મપત્રિકા છે, એમ ઘટાવવા તેમાં કુંડલીની કલ્પના કરી છે. કુંડલીના બાર ભાવ હોય, તેમ હાથમાં પણ બાર ભાવ કલ્પવા

જોઈએ, અને તેથી હથેળીના ભાગને માથેના ચિત્ર જેમ કુંડલીની માફક કલ્પવામાં આવ્યો છે ગ્રંથકાર શ્લોકની વ્યાખ્યા કરતા શંકા કરે છે કે—

अथ कथ ज्ञेया जन्मपत्रीयमिति। तनुधनसहजसुहृत्सुतरिपुजाया मृत्युधर्म कर्मायव्ययरूपरेखाणामवस्थानात्। तत्र तनुरेखा आयुर्लेखा तस्यामेव स्वभाव लक्षणात्। कर्मरेखा राज्यैश्वर्यदरिद्रतारूपा ऊर्ध्वरेखा–परपर्याया। व्ययरेखा कलह मृत्युदीक्षाग्रथिल्ताग्रहाधिकारलक्षणा। घातस्थानतया त्रिशूलरेखया वा। सन्तान-रेखाया चतुष्किका सम्भवे रिपुरेखा। शेपास्तु स्पष्टा एव। हस्ततलमध्ये पूर्वा-परायते आयुधनरेखे दक्षिणोत्तरायते पितृरेखो र्ध्वरेखे तथा अङ्गुष्ठोन्मुख तर्जन्युन्मुख कनिष्ठोन्मुख ऊर्ध्वरेखास्तिर्यगायताः। तथा विद्यारेखा राक्षसकोणान्निर्गत्य कोशो-न्मुखी सर्वाभिरेताभिर्द्वादशभवनसम्पत्तिः॥

અર્થાત્—હસ્તરેખામા **જન્મપત્રિકા** છે એમ કેવી રીતે સમજવુ? તો હાથમા જેમ જન્મકુંડલીમા તત્વાદિ બાર ભાવ છે, તેમ તનુ, ધન, સહજ, સુહૃદ્, સુત, રિપુ જાયા, મૃત્યુ, ધર્મ, કર્મ, આય અને વ્યય રૂપ બારે ભાવનુ ફળ આપનારી રેખાઓ હોવાથી બાર ભાવવાળી જન્મપત્રિકા કલ્પી શકાય છે તનુ એટલે દેહભાવની કલ્પના આયુરેખા દ્વારા કરવી જેમ દેહભાવથી શરીર સબધી શુભાશુભ જાણી શકાય છે, તેમ આયુરેખા દ્વારા દેહ સબધી શુભાશુભ જણાય છે માટે આયુરેખા એટલે દેહભાવ ઉર્ધ્વરેખામા રાજ્ય ઐશ્વર્ય દરિદ્રતા વગેરે જોવાતું હોય તે રેખા એટલે દશમો ભાવ કર્મભાવ કલહ, મૃત્યુ, દીક્ષા, ભૂતોપદ્રવ, ગ્રહપીડા તથા ઘાત ઇત્યાદિનુ સૂચન કરનારી રેખાઓ યા ત્રિશૂલરેખા એ વ્યયભાવ છે સતાનરેખાઓના સ્થાનમા તાનસમુદ્રાય તે રિપુભાવ બાકીના ભાવ બાકીની રેખાઓ દ્વારા સ્પષ્ટ સમજી શકાય છે" એ ઉાખલા તરીકે ધનરેખા યા કુટુબરેખાઓ ધનભાવ, ભાઈ ભાડુની રેખાઓ

અહી મિત્રરેખા ચોથો ભાવ સતાન રેખા, પાચમો ભાવ સ્ત્રીરેખા સાતમો ભાવ તેથિયકાદિમા ૧મો ભાવ ઉર્ધ્વરેખા, અગીઆરમો ભાવ એમ કલ્પના થઈ શકે છે શુભાશુભ લગ્નકુંડલી જેવુ ચિત્ર બનાવવા ગ્રથકાર કહે છે કે આયુરેખા અને ધનરેખા પહેલા તે જ્ઞાન છે, પિતૃરેખા અને ઉર્ધ્વરેખા ઊભી રેખાઓ છે અને અગુઠા ભણી શુભાશુભ ચિન્હો ભણી જનારી, કનિષ્ઠા ભણી જનારી ઉર્ધ્વ રેખાઓ તથા વિદ્યારેખા નિમિત્ત હાથમા ધ થી નીકળે છે તે દ્વારા બાર ભાવની કલ્પના થઈ શકે છે ગ્રથકાર મુખ્ય ધ્યેયથી જુદો

આ ચિત્ર જોવાથી સમજાશે કે ગ્રંથકારની કલ્પનાશક્તિ કેટલી બધી બળવત્તર છે જ્યાં જ્યાં જે જે નામની રેખાઓ આવેલી છે. ત્યાં ત્યાં તે તે ભાવ આવી જાય છે. આવી અભૂતપૂર્વ કલ્પના કરવા માટે ગ્રંથકારની પ્રતિભાને ધન્યવાદ આપ્યા વગર રહેવાતું નથી.

હથેલીનો ઉપરનો ભાગ

૯ ૧૦ ૧૧ ૧૨ ૮ નિષ્ઠી-સુખરેખા મૃત્યુ-સુખરેખા

આયુરેખા ૭ પહેલો ભાવ ૧

૬ વિદ્યારેખા ૫ ૪ ૩ ધનરેખા ૨

અંગુલ ભણીનો ભાગ

હાથમાં ગ્રહોની કલ્પના પણ તેમણે કરી છે, અને તે દ્વારા પ્રત્યેકભાવનું શુભાશુભ ફળ જન્મપત્રિકાની માફક કહી શકાય છે, અર્થાત્-હસ્ત એ બ્રહ્માએ બનાવેલ જન્મપત્રિકા છે, એમ પુરવાર થઈ શકે છે.

પરંતુ આથી કંઈ નષ્ટ જાતકની માફક જન્મકુંડલી કાઢી શકાતી નથી. એવી જ રીતે આગળ જતાં રાશિચક્ર બનાવ્યા બાદ તેઓ કુંડલી બનાવે છે, પણ તે જન્મ-કુંડલી બનતી નથી. આને માટે તેઓ પોતે જ जागरूको जनोयेन એ શ્લોકના ભાષ્યમાં કહે છે કેઃ—

**राशिचक्रानुवाद एषः । मूर्तिं लग्नं मुख्यं तदेव भावयेत् । न तु सत्यपि जन्म-पत्रलग्नज्ञाने जन्मलग्नमिति ।**

અર્થાત્—આ વિધિ રાશિચક્રનો અનુવાદ માત્ર છે, આથી આવેલ રાશિને જન્મ-લગ્ન કલ્પવું, પરંતુ જો જન્મલગ્નનું જ્ઞાન હોય તો તે કલ્પેલી રાશી જન્મલગ્ન હોતી નથી.

અર્થાત્-આ કલ્પેલી રાશિ એ જ જન્મલગ્નની રાશિ હોય તેવું કંઈ નથી, ત્યાર-બાદ તેઓ ગ્રહોની સ્થાપના પણ પોતાની વિશિષ્ટ રીતિ મુજબ કરે છે. અહીં ગ્રંથકારને ખ્યાલ છે, કે જે કુંડલી બની રહી છે, તે કંઈ જન્મકુંડલી બનવાની નથી. એટલે કોઈએ તેને જન્મકુંડલી માની લેવી નહિ, એમ તેઓ વારંવાર કહે છે. આગળ જતાં प्रत्येकं વાળા શ્લોકના ભાષ્યમાં તેઓ કહે છે કેઃ –

**सामुद्रिकमते जन्मलग्नमेतच्चक्रेण निर्णेयं यस्य ज्योतिःशास्त्रानुसारी जन्मपत्रं न स्यात्तस्याप्यनेन शुभाशुभपरिज्ञानात् जन्मेति कथनात् यथा प्राप्ताग्रहा एतस्मिन् चक्रे यावज्जीवं फलदाः न पुनः प्रागुक्तमेषादिचक्रेषु द्वादशकापेक्षया परावर्तनेति**

भावः । अत एवात्र चन्द्रोऽपि टिप्पनकापेक्षः । अत्र ज्योतिर्वित् कृतजन्मलग्नापेक्षया लग्नग्रहादि विसंवादेऽपि न फलविसंवादः । सर्वं निमित्ताना शुभाशुभादिज्ञाने एक-मार्गविषयात् । लग्नादि विसंवादस्तु निमित्तान्तरत्वात् ।

આથી જે ચક્ર બને છે, તે ચક્ર દ્વારા ચામુદ્રિકમતનુ જન્મલગ્ન વિચારવુ, જેમને જ્યોતિ શાસ્ત્રાનુસારી જન્મપત્ર નથી તેમને આ ના દ્વારા શુભાશુભનુ જ્ઞાન વતું હોઈ, (તેને જન્મપત્ર કહેવામા વાધો નથી ) જેમ હોય તેમ ગ્રહો આ ના ગોઠવવા નહિ કે પહેલા જેમ મેષાદિ રાશિચક્રમા ગોઠવ્યા તેમ બારની અપેક્ષાએ ફેરવીને મૂકવા, અને તેવી જ ચન્દ્ર પણ ટીપણામા (પંચાગમા) જેમ (જે રાશિમા) હોય તે રાશિમા મૂકવો અહીં જ્યોતિષીની કરેલી જન્મકુંડલીમા અને આમા જન્મલગ્ન તથા ગ્રહોમા ફેરફાર આવશે, છતા ફલમા ફેરફાર નહિ આવે કારણ દરેક નિમિત્ત દ્વારા શુભાશુભ જ્ઞાન એક સરખુ જ આવે છે લગ્ન અને ગ્રહોમા જે ફેરફાર આવ્યો તે તો જુદાજુદા નિમિત્ત (પદ્ધતિ) હોવાના કારણે

અર્થાત્-હસ્તમા ગ્રંથકારે કલ્પેલી વિધિ મુજબ આવતી કુંડલી જન્મકુંડલી નહિ જ બને બીજી જ કુંડલી બનશે, એ સ્પષ્ટ છે એટલે ગ્રંથકારના આ શબ્દોથી સ્પષ્ટ ઘોષણા થાય છે કે હસ્તસંજીવનમા નષ્ટજાતક પદ્ધતિ નથી જે છે તે નિમિત્ત-શાસ્ત્રની એક પદ્ધતિ વિશેષ છે જેમ જાતકશાસ્ત્રમા જન્મકુંડલીના અભાવમા પ્રશ્ન-કુંડલી ઉપરથી જન્મપત્રિકાની માફક જ પ્રશ્નપત્રિકા (પ્રશ્નોત્રી) બનાવાય છે, તેમ આ એક નિમિત્તાન્તરથી કુંડલી (સામુદ્રિકપત્રિકા યા નિમિત્તપત્રિકા કે એવુ જ કંઈ નામ યોજી શકાય તેવી) બની

અહીં ગ્રંથકાર ચૂડામણિશાસ્ત્ર મુજબ અમુક ફલનો નામોચ્ચાર કરાવી તેના ઉપરથી જન્મશક, માસ, પક્ષ, તિથિ, ઘટિકા, પળ, લગ્ન, ગ્રહો વગેરે શોધી કાઢવાની વિધિ લબાણ પૂર્વક ભાષ્યમા સમજાવે છે, અને તે જોઈ સમાજમા હસ્તસંજીવનમાં નષ્ટજાતકની પદ્ધતિ છે, તેવી માન્યતા ફેલાએલી છે

ચૂડામણિશાસ્ત્રની પદ્ધતિનું સ્વતંત્ર વિવેચન કરવાનું હોઈ અહી એટલુ જ કહેવાનુ છે કે તે દ્વારા બનતી કુંડલી વાસ્તવિક જન્મકુંડલી બનાવવા માટે ગ્રંથકારે દર્શાવી નથી, પરંતુ નિમિત્તાન્તરથી કેવી રીતે જન્મકુંડલી બને તેનો પરિચય માત્ર આપ્યો છે નષ્ટજાતક નામનો એક સ્વતંત્ર વિષય જ્યોતિ શાસ્ત્રમા ગૂઢ રૂપે રહેલો છે રણવીર જ્યોતિર્મહાનિબંધ વગેરેમા તેવી પદ્ધતિઓ છે પરંતુ તે એકદમ બંધ બેસતી થતી હોય તેવી અમારી માન્યતા નથી

दिशि कस्यां मया लभ्यामिति ज्ञेये करेक्षणे ।
यत्रात्मभं भवेदृक्षचक्रानुक्रमतोदिशि ॥८१॥

મને કઈ દિશાથી લાભ થશે, એ પ્રશ્નના ઉત્તરમા હાથ જોતી વખતે પૂછનારનુ જન્મનક્ષત્ર નક્ષત્રચક્રાનુસારે જ્યા પડયુ હોય, તે સ્થાનની દિશા ઉપરથી ફળ કહેવું ૮૧

मध्यमेऽङ्गुष्ठभे स्वीये ग्रामे सौख्यं विनिर्दिशेत् ।
ऋक्षत्रयेऽङ्गुलीनां तु प्रागुक्तात्तद्दिशोलभेत् ॥८२॥

જો તે નક્ષત્ર અંગુષ્ઠના મધ્ય ભાગમા હોય તો પોતાના ગામમા સુખ બતાવવુ અને આગળીઓના ત્રણ ત્રણ નક્ષત્રો સબધી પહેલા આગળીઓની જે દિશાઓ કહી છે, તે તે દિશાથી લાભ થશે, એમ સમજવુ ૮૨

राजाद्ययोरन्तरेऽब्धिराद्याद्ये भे व्यवस्थितः ।
राज्ञोमूले स्वदेशादि ग्रामोवक्त्रे तु पल्लिका ॥८३॥

અંગુષ્ઠ અને તર્જનીના વચ્ચેના ભાગને સમુદ્ર કહેવામા આવ્યો છે તર્જનીના પ્રથમ પર્વમા પણ સમુદ્ર છે, એટલે તે નક્ષત્ર આવ્યું હોય તો સમુદ્ર દ્વારા આવતી ચીજથી લાભ છે, એમ કહેવુ અંગુષ્ઠ મૂળમા પોતાના નિવાસસ્થાન પાસેના પર્વત, ગામ, પ્રદેશથી લાભ બતાવવો અને કરભસ્થાનના નક્ષત્રો ઉપરથી ગામડાઓ (પલ્લિકા એટલે જ્યા ભીલ લોકો રહેતા હોય તેવા ગામડા)થી લાભ કહેવો ૮૩

पर्यन्तः पर्वतोदेशोमेरुः करभसीमनि ।
गुर्जरश्चसुराष्ट्रश्चास्ताद्रिरत्नाकरान्तरे ॥८४॥

કરભના નક્ષત્રો ઉપરથી દેશની સરહદ ઉપરના પર્વતો તેમજ મારવાડ કહેવો અને કરભ તથા મણિબધના વચ્ચેના ભાગથી ગુજરાત તથા કાઠિયાવાડથી લાભ છે, તેમ કહેવુ ૮૪

अङ्गुष्ठमूलेऽक्षयतीर्थमेतदाद्यप्रभोः पारणके वटोऽयम् ।
समध्यदेशस्ततएव चक्रं दिशां विबोध्यं विदिशां च विज्ञैः ॥८५॥

અંગુષ્ઠમૂળમા પ્રયાગતીર્થ, શ્રી ઋષભદેવના જ્યા પારણા થયા હતા તે અક્ષયવટ છે અને તેજ મધ્ય પ્રદેશ છે, ત્યારબાદ ચારે દિશાઓમા દેશોની યોજના કરવી ૮૫

दिग्भागे यत्तृतीयं भं तद्विदिग्धिष्णमुच्यते ।
यद्वा स्वजन्मलग्नेन दिग्विदिग् वा विमृश्यते ॥८६॥

દિગ્વિભાગમાં જે ત્રીજું નક્ષત્ર છે. તેને ખુણાનું નક્ષત્ર જાણવું. અને એ મુજબ દિશાઓનો નિર્ણય કરવો. અથવા પોતાના જન્મલગ્ન દ્વારા દિશાવિદિશાનો નિર્ણય કરવો. ૮૬

इति दर्शनाधिकारे दिग्चक्रम्

अङ्गुष्ठाद्याः पञ्चवर्णाः सितःपीतोरूणोहरित् ।
श्यामश्चेत्यथ भूतानां तत्त्वानां पञ्चकं तथा ॥ ८७ ॥

અંગુઠાદિ પાંચ આંગળીઓ અનુક્રમે ધોળો, પીળો, લાલ, લીલો અને કાળો એ પ્રમાણે પાંચ રંગની છે. તથા પૃથ્વી અપ્ તેજ ઈત્યાદિ પંચ મહાભૂતો પણ તે આંગળીઓ છે. ૮૭

तर्जनी पृथिवी मध्या जलं वायुरनामिका ।
कनिष्ठा तेजइत्युक्तमङ्गुष्ठोव्योम चोर्ध्वगम् ॥८८॥

તર્જની પૃથ્વીતત્ત્વ છે. મધ્યમા જલતત્ત્વ છે. અનામિકા વાયુતત્ત્વ છે. કનિષ્ઠિકા તેજતત્ત્વ છે, અને અંગુઠો આકાશતત્ત્વ છે. ૮૮

मायाश्चतस्रोऽप्यङ्गुल्योजीवोऽङ्गुष्ठोबुधैः स्मृतः ।
तन्मूलनाड्यां हंसोऽयं यत्करोति गतागतम् ॥ ८९ ॥

ચાર આંગળીઓ એ માયા છે, અને અંગુઠો જીવ છે, એમ પંડિતોએ કહ્યું છે. અને તે અંગુઠાના મૂળમાં રહેલી નાડીમાં જીવ આવજા કર્યા કરે છે. ૮૯

मूर्ध्वाङ्गुष्ठोभुजौ युग्मौ तर्जनी मध्यमापि च ।
पादावनामिका तारा प्राणिनामङ्गपंचकम् ॥ ९० ॥

અંગુઠો માથું છે. તર્જની અને મધ્યમા એ હાથ છે. અનામિકા અને કનિષ્ઠિકા એ પગ છે. આ પ્રમાણે પાંચે આંગળીઓમાં પાંચ અંગ રહેલાં છે. ૯૦

शिरोमुखं तथा कण्ठोऽङ्गुष्ठे भागत्रयं स्मृतम् ।
जठरं च कटिर्गुह्यं तालिकायां त्रयं स्मृतम् ॥ ९१ ॥
मध्यायां च गवेषिण्यां स्कंधौ बाहू च कूर्परौ ।
उरू जंघे च चरणौ त्रयं गौरीकनिष्ठयोः ॥ ९२ ॥

અંગુઠાના ત્રણ પર્વોમા અનુક્રમે માથુ, મુખ અને કંઠ રહેલા છે કરતલમા જઠર, કટી અને ગુહ્ય ભાગ છે મધ્યમામા તથા તર્જનીમા ખભા, બાહુ અને કાંડા રહેલા છે અનામિકા તથા કનિષ્ઠિકામા ઉરૂ (સાથળ), ઢીંચણ અને પગ છે ૯૧-૯૨

हस्तरूपस्वकायस्य क्रमादवयवाअमी ।
शुभाशुभं नृणां चिन्हं घातादिर्येषु लभ्यते ॥ ९३ ॥

આ પ્રમાણે હાથરૂપી પોતાની કાયામા આ અવયવો છે, અને તે તે ભાગો ઉપરથી તે તે અવયવોનુ શુભાશુભ ઘાત ઇત્યાદિ જોઈ શકાય છે ૯૩

इति दर्शनाधिकारे देहचक्रम्

मस्तके त्रयमास्ये च कण्ठे भानां त्रयं त्रयम् ।
जठरे च त्रयं देयं शेषाङ्गे द्वे कटौ च भू· ॥ ९४ ॥

માથામા ત્રણ નક્ષત્ર, મુખ ઉપર ત્રણ, કંઠમા ત્રણ, જઠરમા ત્રણ નક્ષત્ર મૂકવા કમરમા એક નક્ષત્ર મૂકવુ, અને બાકીના અંગોમા બે બે નક્ષત્ર મૂકવા ૯૪

आत्मभाद्दिनभं यत्र तत्फलं प्रष्टुरादिशेत् ।
शीर्षे मुखे तथा कण्ठे राज्यं भोगं सुखं भवेत् ॥ ९५ ॥

પોતાના નક્ષત્રથી દિનનક્ષત્ર જ્યા આવતુ હોય, તેનુ ફળ પૂછનારને કહેવુ માથુ, મુખ, તથા કંઠના નક્ષત્રોમા રાજ્ય, ભોજન તથા સુખ પ્રાપ્ત થાય છે ૯૫

जठरे गुप्तचिन्ता स्यात् गुह्ये भोगोनृपाद्धनम् ।
स्कंधे जयोऽथ शेषाङ्गे क्लेशोहानिर्भयं भवेत् ॥ ९६ ॥

જઠરના નક્ષત્રોમા ગુપ્ત ચિંતા થાય છે ગુહ્ય ભાગના નક્ષત્રોથી ભોગ મળે છે, અને રાજાથી ધન મળે છે ખભાના નક્ષત્રમા જય મળે છે આ સિવાયના અંગોના નક્ષત્રોમા ક્લેશ, હાની અને ભય થાય છે ૯૬

इति दर्शनाधिकारे हस्तचन्द्रचक्रम्

अङ्गुष्ठ· पंचवर्णः स्याद्रक्तपीतसितासिताः ।
शत्रुहाद्याहरित्पीते रक्तः पिंगसितेऽरुणः ॥ ९७ ॥

અંગુઠો પંચવર્ણનો છે તર્જની લાલ, મધ્યમા પીળી, અનામિકા ધોળી અને ષ્ઠિકા કાળી છે તર્જની આદિ આંગળીઓમા લીલો પીળામા, પાડુ લાલમા અને જેવો વર્ણ ધોળા રંગમા અંતર્ભાવ પામે છે અર્થાત્ તે રંગોનો તે તે રંગોમા છે અંત થાય છે ૯૭

मध्यमा नासिका जिह्वा सावित्री च प्रदेशिनी ।
स्पर्शनं नयनं तारा श्रोत्रमङ्गुष्ठकोमतः ॥ ९८ ॥

મધ્યમાંગુલી નાસિકા છે. અનામિકા જીભ છે. તર્જની ચામડી છે. કનિષ્ઠિકા આંખ છે, અને અંગુઠો શ્રોત્ર છે. આમ જ્ઞાનેંદ્રિયોની યોજના છે. ૯૮

अङ्गुष्ठोमधुरोमध्या तिक्ता कटुः प्रदेशिनी ।
कषायानामिका चाम्ला कनिष्ठा रसपंचकम् ॥ ९९ ॥

અંગુઠો મધુર સ્વાદ છે. મધ્યમા તીખી છે. તર્જની કડવી છે. અનામિકા તુરી છે, અને કનિષ્ઠિકા ખાટી છે. આમ પાંચ પ્રકારના રસોની યોજના છે. ૯૯

दुर्गन्धा तर्जनी शुद्धः सुगन्धोऽङ्गुष्ठईरितः ।
सुगन्धानामिकाकिञ्चिन्निर्गन्धा मध्यमालघुः ॥ १०० ॥

તર્જની દુર્ગંધ છે. અંગુઠો શુદ્ધ સુગંધ છે. અનામિકા સુગંધી છે. મધ્યમા અને કનિષ્ઠિકા કંઈક ગંધ રહિત છે. ૧૦૦

कठोरोऽङ्गुष्ठकोगुर्वी मध्या रूक्षोष्णकादिमा ।
कनिष्ठा कोमला लघ्वी लक्ष्मी स्निग्धा हिमा शिवा ॥ १०१ ॥

અંગુઠો કઠોર છે. તર્જની મધ્યમ પ્રકારની રૂક્ષોષ્ણ છે. કનિષ્ઠિકા કોમલ અને હલકી છે. મધ્યમા સ્નિગ્ધ છે. અને અનામિકા ઠંડી છે. ૧૦૧

अङ्गुलोऽत्रगुरुर्लघुः कनिष्ठादिर्लघुर्मृदुः ।
गुरुः स्निग्धः पुनारूक्षः शीतः स्निग्धोऽतिरूक्षकः ॥ १०२ ॥

અંગુષ્ઠ ગુરુ અને લઘુ છે. કનિષ્ઠિકા આદિ આંગળીઓ અનુક્રમે લઘુ, મૃદુ, ગુરુ, કઠોર તેમજ ઉષ્ણ, શીત, સ્નિગ્ધ અને અતિરૂક્ષ છે. ૧૦૨

अङ्गुष्ठोवर्त्तुलस्त्र्यस्रा कांचनी च प्रदेशिनी ।
चतुरस्राऽतिदीर्घास्याज्ज्येष्ठा ह्रस्वा शिवामता ॥ १०३ ॥

અંગુષ્ઠ વર્તુલ છે. કનિષ્ઠિકા ત્રિકોણ છે. તર્જની ચોરસ છે. મધ્યમા લાંબી છે, અને અનામિકા ટુંકી છે. ૧૦૩

जया विपूर्वा तारादिर्जयन्त्यथ पराजिता ।
आदिनाथस्त्वमृतभुक्चाङ्गुष्ठोजगदीश्वरः ॥ १०४ ॥

કનિષ્ઠિકા આદિ આગ આગળીઓ જયા, વિજયા, જયન્તા તથા અપરાજિતા સ્વરૂપે છે અને અંગુષ્ઠ અમૃતનો ભોકતા જગદીશ્વર આદિનાથ છે ૧૦૪

एवं पाणिनिरूपणे वरधियां लोकत्रयी चिन्मयी
भावोभावनया भवेव्दहुविधप्रस्नप्रकाशोदयात् ।
वाल्लभ्यं विशदार्थलभ्यमनिशं तेपां विशेपाद्गिरा ।
सभ्यानां समुदेति मेघविजयं सारस्यमुत्पत्स्यताम् ॥ १०५ ॥

આ પ્રમાણે બુદ્ધિશાળી પુરુષોને હસ્ત ઉપરથી જ્ઞાનમય ત્રણે લોકનુ નિરૂપણ કરવા ભાવના વિશેષ ( કલ્પનાના અતિશયપણા ) વડે બહુ પ્રકારના પ્રશ્નોનુ સ્પષ્ટિકરણ થાય છે તે સજ્જનો કે જેઓ વિશદ અર્થથી ગ્રહણ થતા (શાન્તદિના) પ્રેમને પોતાની વાણીના ઓજસૂથી પ્રાપ્ત કરે છે અને જોત જોતામા લક્ષ્મી રૂપી મેઘાડંબર ચઢી આવે છે ૧૦૫

इतिश्री हस्तसञ्जीवने दर्शनाधिकारः

अथ स्पर्शनाधिकारः

स्पर्शनादङ्गविद्याया यथा फलमुदीरितम् ।
तथा वाच्यं फलं स्पर्शादंगत्वाच्छक्तिशालिनः ॥ १ ॥

જેમ અંગવિદ્યામા અંગસ્પર્શ ઉપરથી ફલ કહેવામા આવે છે, તેમ હાથ એ પણ અંગનો એક અવયવ હોવાથી તેના સ્પર્શ ઉપરથી પણ ફલ કહી શકાય છે ૧

सर्वतोभद्रकं यन्त्रं लिखित्वा पाणिगर्भके ।
पुष्पैः फलैश्च तत्पूजां कृत्वा मायाः स्पृशेद्बुधः ॥ २ ॥

હાથની અંદર સર્વતોભદ્ર યંત્ર લખી તેની પુષ્પ, ફળ વગેરેથી પૂજા કરી અંગુલીનો સ્પર્શ પંડિતે કરવો ૨ જુઓ ચિત્ર નં ૨૧-૨૨

ज्ञेयाः सामान्यतः पृच्छास्त्रिपुरास्पर्शतोऽखिलाः ।
साङ्गुष्ठाविपमाः श्रेष्ठाः समास्तु शोभनाः क्वचित् ॥ ३ ॥

સામાન્ય રીતે આગળીઓના સ્પર્શ ઉપરથી દરેક જીજ્ઞાસાના ઉત્તરો આપવા અંગુઠા સાથેની આગળીઓ પૈકી વિષમ શ્રેષ્ઠ છે અને સમ આગળીઓ કવચિત્ શુભ અન્યથા અશુભ ફળ આપે છે ૩

लाभालाभौ सुखं दुःखं जीवितं मरणं तथा ।
गमागमौ जयं भंगो कार्याकार्यें शुभाशुभे ॥ ४ ॥

| | | | | |
|---|---|---|---|---|
| लृ | ॠ | मि | क्र | ॡ |
| मे | ओ | मं सू नं | औ | सिं |
| मी | शु रि | पू श | चं बु भ | क |
| कुं | अः | गु ज | अं | तु |
| ऐ | म | ध | ॠ | ए |

चित्र नं. २१

| | | | | |
|---|---|---|---|---|
| ८ | ११ | क्षि | १५० | १ |
| १४९ | २ | प | ७ | १२ |
| क्षि | प | ॐ | स्वा | हा |
| ३ | १५२ | स्वा | ९ | ६ |
| १० | ५ | हा | ४ | १५१ |

चित्र नं २२

चतुःप्रियादिक्रमतः स्पर्शात्पंचाङ्गुलेरिदम् ।
वाच्यं विचक्षणैर्यद्वा तत्कालप्रश्नलग्नतः ॥ ५ ॥

લાભાલાભ, સુખ, દુખ, જીવિત, મરણ, આવ જા, વિજય, પરાજય, કાર્ય, અકાર્ય, શુભાશુભ સઘળુ અગુઠાદિ ક્રમથી પાચ આગળીઓના સ્પર્શ દ્વારા કહેવુ અથવા તત્કાલના લગ્ન ઉપરથી ફળ કહેવુ ૪-૫

दिनमानमपि ज्ञेयं त्र्यंशस्पर्शेन दुर्दिने ।
या तिथिः सा घटी वाच्या ज्योतिषेऽपि च संमता ॥ ६ ॥

દુર્દિન હોય ત્યારે અગુલીના પર્વના સ્પર્શથી દિનમાન પણ કહેવો તેમા જ્યોતિ-શાસ્ત્ર પણ જેને મમતિ આપે છે, તે પ્રમાણે જે તિથિના વિભાગનો સ્પર્શ થયો હોય તેટલી ઘટિકા (દિવસ વ્યતીત થયો છે, એમ) જાણવી ૬

एकैकादशकैकविंशति घटी संख्या कनिष्ठाङ्गुली
पूर्वैरङ्गुलिभिर्जनैर्निगदितैर्द्व्यादिः परैर्ज्ञायते ।
एकैकेन करस्य पण्डितवरैर्बुध्या गिरावा गुरो-
रेवं खेन्दुरवी विनापि सततं रात्रिं दिवं प्रोच्यते ॥ ७ ॥

કનિષ્ઠિકા અગુલીના પ્રથમપર્વમા ૧ ઘડી, બીજામા ૧૧ ઘડી, ત્રીજામા ૨૧ ઘડી કાળ છે અનામિકાના ત્રણ પર્વોમા અનુક્રમે ૨, ૧૨, ૨૨ એમ, મધ્યમામા ૩, ૧૩, ૨૩ તર્જનીમા ૪, ૧૪, ૨૪ અને અગુઠમા ૫, ૧૫, ૨૫ ઘટિકાત્મક કાળ છે એમ પ્રાચીન પડિતો કહી ગયા છે આકાશમા સૂર્ય ચદ્ર ન હોય તો પણ આ પ્રમાણે અગુલી સ્પર્શથી (નિમિત્તજ્ઞાનદ્વારા) શ્રેષ્ઠ પડિતોએ પોતાની બુદ્ધિથી અથવા ગુરુઓના વાકય પ્રમાણે ઇષ્ટ સમયના કાલનુ જ્ઞાન કરવુ ૭

अङ्गुष्ठादेर्विजानीयादेक १ दिक् १० तिथि १५ संख्यकाः ।
तर्जन्यां द्वि २ रसा ६ रुद्रा ११ मध्यायांत्र्य ३ श्व ७ भास्कराः १२ ॥८॥
वेदा ४ ष्ट ८ विश्वाः १३ सावित्र्यां पंचा ५ ङ्क ९ मनवो १४ लघौ ।
गतशेषाणि लभ्यन्ते दिवारात्रौ च नाडिकाः ॥ ९ ॥

અગુઠાના પર્વોમા ૧, ૧૦, ૧૫ તર્જનીમા ૨, ૬, ૧૧ મધ્યમામા ૩, ૭, ૧૨ અનામિકામા ૪, ૮, ૧૩ અને કનિષ્ઠિકામા ૫, ૯, ૧૪ આ પ્રમાણે કાળ છે અને તે દ્વારા દિવસ અથવા રાત્રી કેટલી ગઈ છે, તે જાણવુ ૮-૯

लोके कीदृगिदं वर्षं सुभिक्षं वा तदन्यथा ।
भविष्यतीति ज्ञातव्ये कुमारीं परिपूजयेत् ॥ १० ॥

લોકમાં જ્યારે આ વર્ષ કેવું જશે? સુકાળ રહેશે કે દુષ્કાલ? ઈત્યાદિ જાણવા માટે પ્રથમ કુમારિકાનું પૂજન કરવું. ૧૦

संभोज्य मधुरास्वादैः कुङ्कुमैश्चन्दनैः करौ ।
विलिप्य पुष्पैः सम्पूर्य स्पृश्यस्त्र्यंशास्तदङ्गुलेः ॥ ११ ॥

તેને સારૂં સ્વાદિષ્ટ ભોજન આપવું, તેના હાથ કંકુ અને ચંદનથી રંગવા અને ફૂલથી હાથ (ખોબો) ભરી પછી અંગુલી સ્પર્શ કરવો. ૧૧

प्रभवाद्याः समावर्षाः काञ्चन्याद्यात्रिभागतः ।
संवत्सरं वर्त्तमानं व्यवस्थाप्य विलोकयेत् ॥ १२ ॥

કનિષ્ઠિકાના પ્રથમ પર્વથી લઈ અનુક્રમે પ્રભવાદિ સંવત્સરો ગણવા અને જ્યાં વર્તમાન સંવત્સર આવતો હોય તે નક્કી કરવું. ૧૨

स्पृष्टे विंशोपके वर्षं प्राप्तं तस्य शुभाशुभम् ।
वाच्यं नक्षत्रचक्रानुक्रमतोदिग्विचार्यते ॥ १३ ॥

કુમારિકાના જે વિંશોપકાનો સ્પર્શ કરે, તેનું શુભાશુભ કહેવું. બધું નક્ષત્રચક્ર માફક કહેવું. અને તે મુજબ જ દિશાનો નિર્ણય પણ કરવો. ૧૩

यद्वा ताम्रमये पात्रे कुंकुमस्य करद्वयम् ।
कुमार्याः कारयेत्तत्र फलन्यासाच्छुभाशुभं ॥ १४ ॥

અથવા તાંબાના પાત્રમાં કુમારિકા પાસે કંકુના થાપા દેવરાવવા અને તેના ઉપર ફલ મૂકી શુભાશુભનો વિચાર કરવો. ૧૪

क्रूराक्रांतं दुष्टरेखं यद्धं दुष्टग्रहेक्षितम् ।
संवत्सरेण राश्यादिमेलकं च विचारयेत् ॥ १५ ॥

જે સ્થાનનો (અંગુલીના પર્વનો) સ્પર્શ કર્યો હોય, તે ક્રૂર રેખાથી આ દુષ્ટ રેખાથી યુક્ત હોય, અથવા પ્રાપ્ત થએલા સ્થાનનું નક્ષત્ર ક્રૂર ગ્રહથી આક્રાન્ત હોય તો અશુભ ફળ થાય. આમ સંવત્સરનો વિચાર કરવો. અને તેમાં રાશિ મૈત્રી પણ વિચારવી. ૧૫

हस्तस्पर्शेक्षणे दैवादाषाढः श्रावणोऽपि वा ।
तदातिवृष्टिर्ज्येष्ठादौ न वृष्टिर्मध्यमान्यथा ॥ १६ ॥

જો હસ્ત સ્પર્શમાં દૈવવશાત્ આષાઢ કે શ્રાવણ પ્રાપ્ત થાય તો અતિવૃષ્ટિ થશે એમ સમજવું. જેઠ પ્રાપ્ત થાય તો અનાવૃષ્ટિ અને બીજા મહીના પ્રાપ્ત થાય તો મધ્યમ વૃષ્ટિ થશે, એમ કહેવું. ૧૬

एवं मासं तथा पक्षं दिनं वेलाफलं तथा ।
भागस्पर्शेन चिन्त्यं ग्रहलग्नविचारणात् ॥ १७ ॥

અને આ રીત મુજબ જ સ્પર્શ થતા અંગુલીના પર્વ ઉપરથી માસ, પક્ષ, દિન, વેલા તથા ફલાફલ ગ્રહનો વિચાર કરવો. ૧૭

स्पृष्टपर्वस्वरूपेण तथा लग्नविचिन्तनात् ।
ग्रहस्वरूपमालोक्य मुष्टिज्ञानं च विद्यते ॥ १८ ॥

સ્પર્શ થતા પર્વના સ્વરૂપથી અને લગ્નના વિચારથી ગ્રહોના ફલાફલનો (સ્વરૂપનો) વિચાર કરી મુષ્ટિપ્રશ્ન કહી શકાય છે ૧૮

नष्टं मे क्व गतं वस्तु इति ज्ञेये करं स्पृशेत् ।
नष्टस्य दिनभं गर्भे दत्त्वा यद्दिशि वस्तुभम् ॥ १९ ॥

ખોવાએલી વસ્તુ ક્યાં ગઈ છે? તે પ્રશ્નના વિચારમાં જે દિવસે વસ્તુ ગઈ હોય તે દિવસના નક્ષત્રને કરતલમાં લખી ત્યારબાદ નક્ષત્રચક્ર મુજબ નક્ષત્રો ગોઠવી જે નક્ષત્રને પ્રશ્નકર્તા સ્પર્શ કરે તે નક્ષત્રની દિશામાં વસ્તુ ગઈ છે એમ કહેવું ૧૯

वस्तुभं दक्षिणे भागे प्रतीच्यां त्रिपुराग्रगम् ।
तदा न लभ्यते वस्तु मेरौ प्राच्यां तु लभ्यते ॥ २० ॥

જો વસ્તુનું નામનક્ષત્ર દક્ષિણ બાજુમાં, પશ્ચિમમાં અથવા અંગુલીના અગ્રપર્વમાં આવતું હોય તો વસ્તુ મળતી નથી પરંતુ મેરૂ અથવા તો પૂર્વદિશામાં વસ્તુનું નામનક્ષત્ર આવતું હોય તો વસ્તુ મળે છે. ૨૦

પ્રાચીન

અંગુલી मध्यमे न गतं वस्तु कष्टाल्लभ्यमुदग्दिशि ।
[illegible]याजात्या चाङ्गजातिर्वस्तुरूपं तु पर्वणि ॥ २१ ॥

મધ્યભાગમાં નામનક્ષત્ર આવ્યું હોય તો વસ્તુ ખોવાઈ નથી ને ઉત્તર દિશામાં નામનક્ષત્ર આવતું હોય તો કષ્ટથી વસ્તુ પ્રાપ્ત થાય છે અંગુલીની જાતિ [illegible]ની જાતિ, તથા પર્વ ઉપરથી વસ્તુનું સ્વરૂપ કહેવું ૨૧

[illegible] वदेत् ।
[illegible] ॥ २२ ॥

[illegible] અંગુલીના [illegible] મુજબ [illegible] અને અંગુલીના તત્ત્વ [illegible] પર્વો [illegible] કહેવું ૨૨

૪, ૮, ૧[illegible]

અથવા [illegible]नेनैव स्थानपंचकमिष्यते ।
कीदृगिदं [illegible] नष्टं प्राप्यते नापि यत्नतः ॥ २३ ॥
[illegible]यतीति ज्ञातः

शेषमात्रं तु दहने पवने व्योम्नि नाप्यते ।
एवं तत्त्वात्तथा लग्नान्नष्टप्राप्तिविचार्य्यते ॥ २४ ॥

અંગુલીના સ્પર્શ વડે જ પંચભૂતાત્મક પંચસ્થાનોનો નિર્ણય થાય છે. પૃથ્વી અને જલ સ્થાનમાં ગએલી વસ્તુ મળે છે. અગ્નિતત્ત્વમાં ગએલી વસ્તુ યત્ન કરવા છતાં શેષ માત્ર પણ મળતી નથી. તેમજ પવન અને આકાશતત્ત્વમાં ગએલી વસ્તુઓ પણ પાછી આવતી નથી. ૨૩-૨૪

निधानं क्वेति पृच्छायां तले हस्तेक्षणस्य भम् ।
संस्थाप्य यत्र मूलं स्यात्तत्र स्यान्निश्चयाद्धनम् ॥ २५ ॥

ભૂમિમાં સંતાડેલું કે નિશ્ચિત જગ્યાએ મૂકેલું ધન ક્યાં ગયું છે, તે પ્રશ્નના જવાબમાં કરતલમાં હસ્ત જોવાના દિવસનું નક્ષત્ર મૂકી નક્ષત્રચક્ર બનાવતાં જ્યાં મૂળ નક્ષત્ર આવે ત્યાં નિશ્ચયપૂર્વક નિધિ છે, એમ જાણવું. ૨૫

क्रूरग्रहेण दृष्टे भे तद्धनं लभ्यते नहि ।
सौम्येन लभ्यते क्रूराक्रान्ते नास्तीति निर्णयः ॥ २६ ॥

જો તે મૂળ નક્ષત્રને ક્રૂરગ્રહો જોતા હોય તો તે ધન મળતું નથી. પરંતુ શુભ ગ્રહો જોતા હોય તો મળે છે. જો ક્રૂરગ્રહથી નક્ષત્ર યુક્ત હોય તો નિધિ નથી એમ કહેવું. ૨૬

गर्भप्रश्ने करस्पर्शे समाङ्गुल्यां तु बालिका ।
पुत्रः स्याद्विषमाङ्गुल्यां तलस्पर्शे नपुंसकम् ॥ २७ ॥

ગર્ભ સંબંધી પ્રશ્ન હોય તો જો સમ અંગુલીને સ્પર્શ થયો હોય તો બાલિકા અને વિષમ આંગળીને સ્પર્શ થયો હોય તો પુત્રનો જન્મ થશે. તેમજ જો કરતલનો સ્પર્શ થયો હોય તો નપુંસક જન્મશે એમ સમજવું. ૨૭

भोजने कीदृशं भोज्यं स्वप्नो वा कीदृशो मम ।
इति ज्ञेये स्पृशेन्मायां साङ्गुष्ठां सुविचार्यते ॥ २८ ॥

धातुमूलादिकं वस्तु तथा कामदुधास्थितम् ।
लग्नादग्रहांश्च विज्ञाय वाच्यं सर्वं शुभाशुभम् ॥ २९ ॥

મેં કેવું ભોજન લીધું છે. અથવા મને કેવા પ્રકારનું સ્વપ્ન આવ્યું છે, તેવો પ્રશ્ન હોય તો અંગુઠા સહિતની આંગળીઓ (પાંચે) પૈકી સ્પર્શાંગુલી ઉપરથી ફળ

કહેવુ આગલીઓ ઉપરથી ધાતુ મૂલાદિકનો નિર્ણય કરવો તથા લગ્ન અને ગ્રહો ઉપરથી દરેક પ્રકારનુ શુભાશુભ કહેવુ ૨૮–૨૯

वालः कुमारोऽथ युवा वृद्धो मृत्युः स्वरा क्रमात् ।
तारादिकामदोग्ध्रीपु गणेशे च व्यवस्थिताः ॥ ३० ॥

બાલ, કુમાર, યુવા, વૃદ્ધ તથા મૃત્યુ એ પ્રમાણે પાચ સ્વરો છે અને તે અનુક્રમે કનિષ્ઠિકાથી લઈ અગુઠા પર્યંત વ્યવસ્થિત છે ૩૦

या तिथिर्यत्र भागेऽस्ति तमारभ्य ततो बुधः ।
दर्शनात्स्पर्शनाद्वापि गणयेद्गणकोत्तम· ॥ ३१ ॥

પ્રશ્નની તિથિ જે ભાગમા હોય, ત્યાથી આરભી ગણના કરવી દર્શન અથવા સ્પર્શન ગમે તે પ્રકારથી ગણકે (નિમિત્તજ્ઞે) ગણના કરવી ૩૧

सूर्योदये घटी युग्मस्थापनानुक्रमात्पुनः ।
रविः शशी च सूर्येन्दू परिपाटी सितेतरे ॥ ३२ ॥
सितपक्षे शशिरविक्रमोऽयं तिथिसम्मत· ।
कार्यस्ततो यदा हस्तदृष्टे· स्याद्घटिका द्वये ॥ ३३ ॥
तस्य स्वरस्याभ्युदयो वाच्यः स्पर्शनकर्मणि ।
भागोयः प्राप्यते तस्य स्वरस्योदयमादिशेत् ॥ ३४ ॥

તે દિવસની તિથિને સૂર્યોદય વખતે સ્થાપી બે બે ઘડીની એક તિથિ એ ક્રમથી જો કૃષ્ણપક્ષ ચાલતો હોય તો સૂર્ય, ચદ્ર, સૂર્ય, ચદ્ર એમ ગણના કરવી અને જો શુક્લપક્ષ હોય તો ચદ્ર સૂર્ય એ ક્રમથી ગણના કરવી આ પ્રમાણે ઇષ્ટકાલે જે (સૂર્ય અથવા ચદ્ર) આવતુ હોય તેનો સ્વર ચાલે છે, એમ જાણવુ સ્પર્શના વિષયમા જે ભાગનો સ્પર્શ થયો હોય તેનો (બાલાદિ) સ્વર ચાલે છે, તેમ જાણવુ ૩૨–૩૪

आद्यप्रभोर्भगवत· पारणाहे दिनोदये ।
यस्य कस्यापि संस्पृश्यः पाणिर्वाणिज्यशालिनः ॥ ३५ ॥
गुरुणाभुज्यमानं यन्नक्षत्रं दीयते तले ।
यत्रायाति च यद्देशनक्षत्रं तद्विचार्यते ॥ ३६ ॥

ભગવાન શ્રી ઋષભદેવના પારણાના દિવસે (અક્ષય તૃતીયાના દિવસે) સૂર્યોદય કાળે કોઈપણ ભાગ્યશાળીના હાથનો સ્પર્શ કરી, ગુરુ ગ્રહ જે નક્ષત્ર ઉપર હોય, તે

નક્ષત્રને કરતલમાં સ્થાપી, જે દેશમાં જે નક્ષત્ર આવતું હોય તેના ઉપરથી વિચાર કરવો. ૩૫–૩૬

मङ्गलेन समाक्रान्तं दृष्टं वा त्रिपुरान्तगम् ।
तत्र देशे भूमिकम्पो मारिर्वा राज्यविग्रहम् ॥ ३७ ॥

જે અંગુલી પર્વને મંગળ જોતો હોય અથવા જેને આક્રાન્ત કરી રહ્યો હોય (અર્થાત્ મંગળથી દૃષ્ટ કે યુક્ત નક્ષત્ર જ્યાં પડયું હોય) તે દિશામાં ભૂમિકંપ, રોગચાળો અથવા રાજવિગ્રહ (લડાઈ) થશે એમ કહેવું. ૩૭

शनिना यत्समाक्रान्तं दृष्टं दक्षिणदिग्गतम् ।
तत्र देशे भयं रोगो दुर्भिक्षं राज्यविग्रहम् ॥ ३८ ॥

જે વિભાગ શનિથી આક્રાન્ત થયો હોય અથવા દૃષ્ટ હોય, અને દક્ષિણ દિશામાં રહેલાં નક્ષત્રોના દેશો જે હોય, તેમાં ભય, રોગ, દુર્ભિક્ષ અને લડાઈ થાય છે. ૩૮

यत्र राहुः समाक्रान्तो देशभं तत्र संभवेत् ।
उत्पातौ विग्रहो घोरश्चक्रमस्य तु भौमवत् ॥ ३९ ॥

જે સ્થાનમાં રાહુ આવતો હોય, તે દેશમાં મંગળની માફક ઉત્પાત તથા ઘોર વિગ્રહ થાય છે. ૩૯

अनन्तवीर्यस्य पुंसोयवाः प्राग्विनिवेदिताः ।
तद्रेखायाः प्रमाणेन ज्ञेये व्यंजनलक्षणे ॥ ४० ॥

હાથ ઉપરથી પુરુષના શરીરના અવયવો પહેલાં કહ્યા છે, તે પ્રમાણે હાથમાં રહેલી રેખાઓના શુભાશુભદ્વાર તે તે અવયવોનું હ્રસ્વત્વ, દીર્ઘત્વ, નિરોગત્વ ઈત્યાદિ જાણવો. ૪૦

यत्रोर्ध्वरेखा तत्रस्याच्छुभं वान्यं ततोऽशुभम् ।
यद्वा राहोः शनेर्वापि आश्विन्यादि भचक्रके ॥ ४१ ॥
तारादि द्वादशांशेषु यत्र तत्राशुभं दिशेत् ।
पागुक्तावयवापेक्षं शुभं तु गुरुभे स्मृतम् ॥ ४२ ॥

હાથમાં જ્યાં ઉર્ધ્વરેખા હોય તેના અવયવનું શુભફળ કહેવું. અને બીજાનું અશુભ કહેવું કનિષ્ઠિકાઆદિ આંગળીઓમાં જ્યાં શનિ અને રાહુ (નક્ષત્રચક્ર પ્રમાણે) આવતા હોય તે અવયવનું અશુભ કહેવું અને જ્યાં ગુરુ આવતો હોય, તે અવયવનું ફળ શુભ જાણવું. ૪૧–૪૨

यद्वा कनीनिका पूर्वत्र्यंशाद् वत्सरसंस्थितौ ।
यत्र वर्षं वर्त्तमानं तत्र स्थाने विचार्यते ॥ ४३ ॥

અથવા કનિષ્ઠિકાના આદ્ય પર્વથી લઈ સંવત્સર ચક્રની માફક સંવત્સરોની યોજના કરી, જ્યાં વર્તમાન વર્ષ આવતું હોય તે સ્થાનના શુભાશુભ ઉપરથી વર્ષનું શુભાશુભ કહેવું ૪૩

वर्षमासायनतिथिर्लग्नधिष्ण्यविमर्शनम् ।
गृहाद्यं पूर्वमेवोक्तं अन्तरिक्षं निरीक्ष्यते ॥ ४४ ॥
विज्ञेया अइउएओस्वरा अङ्गुष्ठतः क्रमात् ।
अङ्गुष्ठ उत्तरो लघ्वी अधरानामतो मता ॥ ४५ ॥
आलिङ्गितानामिका स्यान्मध्यमात्वभिधूमिता ।
दग्धा प्रदेशिना तासां फलं चूडामणौ स्फुटम् ॥ ४६ ॥

વર્ષ, માસ, અયન, તિથિ, લગ્ન અને ઘટિકાદિની તેમજ ગ્રહાદિની વિવેચના પહેલા કરવામાં આવી છે તેના દ્વારા અંતરિક્ષ ઉપદ્રવ (ગાંધર્વ નગરાદિ)ની પણ આલોચના થઈ શકે છે ૪૪

અંગુઠાથી લઈ અનુક્રમે અ, ઇ, ઉ, એ, ઓ એ પ્રમાણે સ્વરો રહેલા છે અંગુષ્ઠ એ ઉત્તર વર્ણો છે કનિષ્ઠિકા તેના નામ પ્રમાણે લઘ્વી છે એટલે અધર સંજ્ઞક વર્ણો ત્યાં રહેલા છે અનામિકા આલિંગિત વર્ણો છે મધ્યમા અભિધૂમિત છે અને તર્જની દગ્ધવર્ણો છે આ બધાનું ફળ ચૂડામણિશાસ્ત્રમાં સ્પષ્ટ કહેલું છે ૪૫-૪૬

लक्ष्मी स्यात्पोतकी राजा भषणोऽनामिका शिवा ।
कनिष्ठा पिङ्गला काकः प्रदेशिन्यां व्यवस्थितः ॥ ४७ ॥

મધ્યમા પોતકી (દેવચકલી) છે અંગુષ્ઠ ભષણ (કૂતરો) છે અનામિકા શિયાળ છે કનિષ્ઠિકા પિંગલા (ભૈરવ) છે અને તર્જની કાગડો છે ૪૭

शकुनेक्षणवेलायां संयोज्य पाणियामलम् ।
अञ्जलिं मन्त्रयेन्मायामुखे न्यासेन साङ्गुलम् ॥ ४८ ॥

શકુન જોવાની ઇચ્છા થાય ત્યારે હાથ જોડી અંજલિ બનાવી અંગુલિયોનો ન્યાસ કરવો ૪૮

अं नमः इं नमश्चाग्रे उं नमस्तत एं नमः ।
ॐ नमो विष्णुतोऽङ्गयः क्रमोन्यासेऽभिमन्त्रणे ॥ ४९ ॥

અં, ઇં, ઉં, એં, ઓં એ દરેક વર્ણને નમઃ પદ લગાડી અંગુઠાથી લઈ અનુક્રમે યોજના કરી अं अंगुष्ठाये नमः इं तर्जन्यै नमः ઈત્યાદિ ન્યાસ કરવો. ૪૯

शाखादशकसंस्पर्शात् वामावामं विमर्शतः ।
क्षेमपूर्वं वदेल्लाभं ज्ञात्वा शकुनपंचकम् ॥ ५० ॥

દશ અંગુલીઓના સ્પર્શ દ્વારા વામ વામનો શકુન શાસ્ત્રોક્ત રીતિથી વિચાર કરી પૂર્વોક્ત શકુનપંચક (પાંચ પ્રકારનાં શકુન આપનાર પ્રાણીઓ) દ્વારા યાત્રા કરનારનું ક્ષેમ લાભ ઈત્યાદિ કહેવું. ૫૦

स्थानं चेष्टा तथा वेला बलाबलपरस्परम् ।
प्राज्ञः शकुनशास्त्रेण रत्नपञ्चकतोवदेत् ॥ ५१ ॥

અને આ શકુનપંચક દ્વારા શાકુનશાસ્ત્રોક્ત રીતિથી સ્થાન, ચેષ્ટા વેલા તથા બલાબલ દરેક કહેવું. ૫૧

तारादि क्रमतश्चैकं द्विकं त्रिकचतुष्ककम् ।
त्रिवारस्पर्शनाद्बोध्या हस्ते पाशककेवली ॥ ५२ ॥

કનિષ્ઠિકાના ક્રમથી લઈ અનુક્રમે એક, બે, ત્રણ, ચાર એમ આંકવાળા પાસા જાણવા અને ત્રણ વારના અંગુલીના સ્પર્શદ્વારા કેટલા દાણા આવ્યા તે જાણવું. આમ પાશકકેવલી (પાસાશાસ્ત્ર) પણ હાથમાં જ રહેલું છે. ૫૨

प्रणवः शुक्रपाणीति दिने स्वाहेति मन्त्रतः ।
ॐ शुक्रपाणिदिने स्वाहा ।
अभिमन्त्र्य महाब्रह्मस्पर्शनं ज्ञानसाधनम् ॥ ५३ ॥

ૐકાર પૂર્વક હસ્તાંગુલિઓનો ન્યાસ કરી, ॐ शुक्रपाणिदिने स्वाहा એ મંત્રથી હાથને અભિમંત્રી પછી હસ્તનો સ્પર્શ કરવો. અને તદુક્ત જ્ઞાનનું સાધન કરવું. ૫૩

करस्पर्शात्स्पर्शादिव परिणतां काञ्चनमहा ।
रसप्रेखन् सिद्धिं सुगुरुवचसो मेघविजयात् ॥
विदित्वा पृच्छानां यइह कुरुते निर्णयमहो ।
महोभिस्तस्य स्याद्भवनभवना वासनाविधिः ॥ ५४ ॥

હાથના સ્પર્શથી જ સ્પર્શમાત્રથી સિદ્ધ થતી સુવર્ણ—રસ-વિદ્યા-સિદ્ધિ માફક સિદ્ધગુરુના વાક્ય જેવા શ્રી મેઘવિજય ઉપાધ્યાય નામના ગ્રથકર્તાના વાક્યથી આ વિદ્યાને જાણીને જે પ્રશ્નોનો નિર્ણય કરે છે તેને મોટા પ્રભાવથી જગતરૂપી મહેલમા રહેવારૂપ સિદ્ધિ આદિનો લાભ થવા રૂપ સિદ્ધિ) પ્રાપ્ત થાય છે ૫૪

इतिश्री हस्तसजीवने स्पर्शनाधिकारो द्वितीयः

---

अथ रेखाविमर्शनाधिकारः समारभ्यते।

स्वस्ति चाभरणं सिद्धेः करणं श्रीजगद्गुरोः।
हस्तं स्वमस्तके न्यस्तं स्मृत्वा रेखा विचार्यते ॥ १ ॥

## શ્રી હસ્તસજીવન અધિકાર ત્રીજો

મંગલાચરણ—સિદ્ધિના કલ્યાણકારી આભરણ અને જગદ્ગુરુ શ્રી ઋષભદેવના કરણરૂપ હસ્તને પોતાના મસ્તિષ્કને અડકાડેલો સ્મરીને (હાથ જોડી માથુ નમાવી સ્મરણ કર્યા બાદ) રેખાઓનો વિચાર કરીએ છીએ ૧

प्रागुक्तविधिनाभ्यर्च्य नरोज्ञानिगुरुं पुरः।
हस्तं स्वं दर्शयेद्धस्ते प्रशस्ते दिवसोदये ॥ २ ॥

હાથ જોવાની સિદ્ધિ—પહેલા જે વિધિ (બીજા અને પહેલા અધિકારમા) બતાવ્યો છે, તે પ્રમાણે પોતાના કુલગુરુની પૂજા કરીને હસ્ત નક્ષત્ર હોય તે દિવસે (તેમજ પહેલા કહેલા આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત એ નક્ષત્રો તેમજ જ્યારે હસ્ત નક્ષત્ર ઉપર સૂર્ય હોય ત્યારે ગમે તે નક્ષત્રમા) હાથ બતાવવો ૨

शोभने हस्त नक्षत्रे ग्रहे सौम्ये शुभेदिने।
पूर्वान्हे मंगलैर्युक्ते परीक्षेत विचक्षणः ॥ ३ ॥

હસ્તનક્ષત્ર હોય અને સારો વાર હોય તેમ જ બીજા શુભ યોગો હોય ત્યારે પૂર્વાન્હમા શુભ સમયમા વિદ્વાન પુરુષે હાથની પરીક્ષા કરવી

અહી બે અપવાદ છે (૧) હસ્તનક્ષત્ર હોય ત્યારે ચદ્ર બલાદિક કોઈને ન પહોચતુ હોય છતા હસ્તનક્ષત્રની મુખ્યતા હોઈ તે દિવસે હાથ જોવો

(૨) જો અનુકૂળતા ન આવતી હોય તો સવારમા પહેલી ચાર ઘડીમા કોઈપણ દિવસે હાથ જોવો ૩

पूर्वमायुः परीक्षेत पश्चाल्लक्षणमुत्तमम् ।
क्षीणायुषां नृणां शेषैर्लक्षणैः किम्प्रयोजनम् ॥ ४ ॥

રેખાઓ જોવાનો ક્રમ—પહેલાં આયુની પરીક્ષા કરવી, અને ત્યાર બાદ બીજાં લક્ષણોની પરીક્ષા કરવી. કારણ આયુર્દા વગરના માણસોને લક્ષણોથી શો ફાયદો છે? ૪

मणिबंधात्परः पाणिः सा कर्म कठिना नृणाम् ।
वामेति कोमलोवामभ्रुवां संपत्करः करः ॥ ५ ॥

મણિબંધથી ઉપરનો જે ભાગ તેને હાથ કહે છે. પુરુષોનો જમણો અને સ્ત્રીઓનો ડાબો હાથ જોવો જોઈએ.

પુરુષોનો હાથ કામ ન કરવા છતાં કઠિન અને સ્ત્રીયોનો હાથ કોમલ હોય તો તે સંપત્તિ આપનાર છે. ૫

यदुक्तं—वामभागे तु नारीणां दक्षिणे पुरुषस्य च ।
विलोक्यं लक्षणं विज्ञैः सर्वमायुः पुरःस्सरं ॥ ६ ॥

સંમતિ સૂચક શ્લોક છે—પંડિતોએ સ્ત્રિયોનાં ડાબા અંગમાં અને પુરુષોનાં જમણા અંગમાં લક્ષણો જોવાં જોઈએ. બધાં લક્ષણો જોતાં પહેલાં આયુર્દા તપાસી લેવો. ૬

उत्पातः पिप्लको लक्ष्म तिलकं मशको व्रणः ।
स्पर्शनं स्फुरणं पुंसां शुभायाङ्गे प्रदक्षिणे ॥ ७ ॥

'વિવેકવિલાસ'માં કહ્યું છે કે—અંગનો ઉત્પાત (વત્તા ઓછાપણું) ઘા, લાંછન (લાખું), તિલક (લાલ કે કાળો મસ, ચાંદા, સ્પર્શન) (ગીલોડી, કાચંડા વગેરેનો સ્પર્શ) સ્ફૂરણ વગેરે પુરુષોને જમણા અંગમાં હોય તો શુભફળ આપે છે. ૭

वामभ्रुवां पुनर्वामे स्त्र्यंशकस्य नरस्य च ।
घातो दक्षिणके कैश्चिन्नरस्याङ्गे शुभोमतः ॥ ८ ॥

સ્ત્રીઓ તથા હિજડાઓને ડાબા અંગમાં હોય તો શુભફળ આપે છે.

કેટલાક આચાર્યોએ પુરુષના જમણા અંગમાં જખમ હોય તો તેને પણ શુભ માન્યો છે. ૮

स्त्र्यंशत्वाद्बालकस्यापि सुभगस्य विलोक्यते ।
वामहस्तात्फलं पंचदश वर्षाणि किंचन ॥ ९ ॥

બાળકોની ગણત્રી નપુંસક જેવી હોઈ તેમને જ્યા સુધી ૧૫ વર્ષ પુરા ન થાય ત્યા સુધી તેમનો ડાબો હાથ જોવો ૯

श्लाघ्यउष्णारुणोऽछिद्रोऽस्वेदः स्निग्धश्चमांसलः ।
श्लक्ष्णस्ताम्रनखोदीर्घाङ्गुलिकोविपुलः करः ॥ १० ॥

શુભફળ આપનાર હાથનુ લક્ષણ—ગરમ, લાલાશ પર, (આગળીઓમા) છિદ્રરહિત, પરસેવા રહિત, ચિકટો માસલ, ચકચકતો, લાલ નખવાળો, લાબી આગળીઓવાળો અને મોટા પંજાવાળો હાથ વખાણવા યોગ્ય છે ૧૦

पाणिमूलं दृढं गूढं श्लाघ्यं सुश्लिष्ट संधिकम् ।
श्लथं सशब्दं हीनं च निर्धनत्वादि दुःखदम् ॥ ११ ॥

મણિબંધ લક્ષણ—જો મણિબંધ (કાડુ) દૃઢ, ભરાઉ, અને બરાબર બધબેસતા સાધાવાળુ હોય તે શ્રેષ્ઠ છે અને ઢીલુ, અવાજ કરતુ (ટચાકા બોલે તેવુ હલાવવાથી અવાજ કરતુ), સંકુચિત કાડુ દરિદ્રતા વગેરે દુખો આપે છે ૧૧

धनी पाणितले रक्ते नीले मद्यं पिबेन्नरः ।
अगम्यागमन· पीते कल्मले धनवर्जितः ॥ १२ ॥

હથેલીનુ લક્ષણ—જો હથેલીનો રંગ લાલ હોય તો ધનવાન થાય, શ્યામ હોય તો દારૂ પીનાર થાય, પીળો હોય તો અગમ્યાગમન કરનાર દુરાચારી અને ભૂખરો હોય તો ધનહીન પુરુષ થાય છે ૧૨

दातोन्नते करतले निम्ने न स्यात्पितुर्धनम् ।
धनी निम्ने च संवृत्ते निर्धनो विषमे पुमान् ॥ १३ ॥

હથેલી ફૂલેલી હોય તો દાતા થાય, અને બેસી ગએલી હોય તો બાપનુ ધન ન મળે, જો ચારે બાજુ ફૂલનાથી વચ્ચે ખાડાવાળી હથેલી હોય તો ધનવાન થાય અને અસ્તવ્યસ્ત હથેલીવાળો પુરુષ નિર્ધન થાય છે ૧૩

यदाहप्रकरणकार·—फुटिआ अगूढपुण्णा विरलंगुलि विसमपव्व संयुता ।
निम्मं सा कठिण तेला परकम्म परानराहुंति ॥ १४ ॥

'કરરેહા' પ્રકરણના મતે—ફાટેલી ચામડીવાળી, હાડકા તરી આવતી માસ વગેરની અને કાડાની આખ (બાજુના હાડકાનો છેડો) તરી આવે તેવી, આગળીઓમા એકી સખ્યાના વેઢાવાળી, અને કઠોર ચામડીવાળી હથેલી હોય તો નોકરવૃત્તિ (બીજાનો સેવક, ચાકર)થી જીવનાર મનુષ્ય બને છે ૧૪

करपृष्टं सुवीस्तीर्णं पीनं स्निग्धं समुन्नतम् ।
श्लाघ्यं गूढशिरं नृणां फलभृत्फलसन्निभम् ॥ १५ ॥

**હથેલીની પીઠ**—જો કરપૃષ્ઠ પહોળું, માંસલ, સરસ તેજસ્વી ચામડીવાળું ઉન્નત, અને જેની નસો અંદરની બાજુ દબાઈ ગએલી હોય તેવું હોય, તેમજ સાપની ફેણુ જેવું દેખાવમાં સુંદર હોય તો તે શ્રેષ્ઠ છે. ૧૫

विवर्णं परुषं रूक्षं रोमशं मांस वर्जितम् ।
मणिबंधसमं निम्नं न श्रेष्ठं करपृष्ठकम् ॥ १६ ॥

રંગહીન, બેડોળ, કઠોર, વાળવાળું, માંસહીન અને મણિબંધની માફક નીચું વળી ગએલું હોય તો તે અશુભફળ આપનાર છે. ૧૬

हस्तपृष्ठं सर्पफणाकारं रोमाविवर्जितम् ।
श्रेष्ठं मांसलमुच्चाङ्गं मणिबंधाङ्कितं शुभम् ॥ १७ ॥

**સંમતિદર્શક 'હસ્તબિંબ' નામના ગ્રંથના ૩ શ્લોક છે**—હસ્તપૃષ્ઠ જો સાપની ફણા જેવું, રૂંવાટાં રહિત, માંસલ, ઉન્નત, અને મણિબંધવાળું હોય તો શ્રેષ્ઠ છે. ૧૭

अकर्मकठिनं पाणितलं मध्ये तदुन्नतम् ।
दानिनां कृपणानां तु भवेदत्यन्तनिम्नगम् ॥ १८ ॥

કામ ન કરવા છતાં કઠિન, અને વચ્ચેથી ઉન્નત હથેલી દાની પુરુષોને હોય છે. અને કૃપણોને વચ્ચેથી ઘણી જ બેસી ગએલી ચપટી હોય છે. ૧૮

तलं वक्रं तथा ह्रस्वमतिदीर्घं च नो शुभम् ।
रेखाभ्रमरचक्राङ्काः सूक्ष्माअस्फुटिताः शुभाः ॥ १९ ॥

હથેલી જો ટુંકી, વાંકીચુંકી તેમજ ઘણી પહોળી હોય તો તે શુભ નથી. પરંતુ જો રેખાઓ, ભમરીઓ અને ચક્રાદિ ચિન્હોવાળી માપસરની અને ફાટયા વગરની હથેલી હોય તો તે શુભ છે. ૧૯

दीर्घनिर्मांसपर्वाणः सूक्ष्मादीर्घाः सुकोमलाः ।
सुघनाः सरलावृत्ताः स्त्रीन्नरंगुलयः श्रिये ॥ २० ॥

**આંગળીઓનું લક્ષણ**—માંસ રહિત લાંબા વેઢાઓવાળી, પાતલી, લાંબી, કોમળ, પાસે પાસે આવી ગએલી, સીધી, ગોળ આંગળી સ્ત્રી તથા પુરુષને લક્ષ્મી આપનારી હોય છે. વચ્ચે જગ્યાવાળી, સુકી, જાડી, વાંકી આંગળીઓ દરિદ્રતા આપે છે. ૨૦

यच्छन्ति विरलाःशुष्काः स्थूलावक्रादरिद्रिताम् ।
शस्त्रघातो बहिर्निम्ना श्रेष्ठत्वं चिपिटाश्चताः ॥ २१ ॥

બહાર નમી જતી આગળીઓ શસ્ત્રઘાત કરાવે છે અને જો ચપટી આગળીઓ હોય તો મનુષ્ય ચાકર બને છે ૨૧

विरलंगुलि धन रहिओ धण संचइ डोपणंगुलि होइ ।
निमंसंगुलि पव्वो सधनो विसमंगुली अधणो ॥ २२ ॥

કરરેહા પ્રકરણકારની સમ્મતિ—પહોળી (વચ્ચે જગ્યાવાળી) આગળીઓ હોય તો ધનહીન થાય પાસે પાસે આવેલી આગળીઓ હોય તો ધનવાન થાય માંસ રહિત પર્વવાળી આગળીઓવાળા ધનવાન થાય છે અને વિષમ અંગુલીઓવાળા ધનહીન થાય છે ૨૨

श्लिष्टान्यङ्गुलिमध्यानि द्रव्यसंचयहेतवे ।
तानि चेच्छिद्रयुक्तानि त्यागशीलयुतोनरः ॥ २३ ॥

'વિવેકવિલાસ'મા પણ કહ્યુ છે કે—જો આગળીઓની વચ્ચે જગ્યા ન હોય તો દ્રવ્ય સચય થાય અને જો વચ્ચે છિદ્ર હોય તો સમજવુ કે તે પુરુષ ધનત્યાગ કરવાની વૃત્તિવાળો હોય છે ૨૩

तर्जनीमध्यमारंध्रे मध्यमानामिकान्तरे ।
अनामिकाकनिष्ठान्तः छिद्रे सति यथाक्रमम् ॥ २४ ॥
जन्मतः प्रथमेंशे वा द्वितीये च तृतीयके ।
भोजनावसरे दुःखं केप्याहु· श्रीमतामपि ॥ २५ ॥

જો તર્જની અને મધ્યમાના વચ્ચે અતર હોય તો તેમજ મધ્યમા તથા અનામિકા અને અનામિકા તથા કનિષ્ઠિકા વચ્ચે અતર હોય તો અનુક્રમે પહેલી વચલી અને છેલ્લી અવસ્થામા ધન મળધી દુખ પડે છે

અહી એક વાત વિશેષ સમજવાની છે કે જો કદાચ બીજાના (માતા પિતા કે ભાઈ ભાડુ ગમે તેના) ભાગ્યના બળે કદી ધનસપત્તિ હોય છતા ઉપર કહેલા યોગવાળોની તે અવસ્થા દુખવાળી જાય છે અને તે દુખ ખાવાપીવા સબધી બાબતોમા કલહ, પ્રતિકૂળતા વગેરે કારણો રૂપ માલુમ પડે છે એટલા માટે પાઠ મૂક્યો છે કે भोजनावसरे दुःख केऽप्याहु श्रीमतामपि ॥ २४-२५

बालत्तणंमि जाणसुतज्जाणि आमज्जिमंत्तर धणंम्मि ।
अछिद्दे सुपणेसुपव्वेसु सया सुही होइ ॥ २६ ॥

पावइपच्छासुहं कणिट्ठियाणामियंतर धणम्मि ।
अछिद्देसु धणेसुय पव्वेसु सयासुही होई ॥ २७ ॥

'કરરેહા' પ્રકરણકારની સંમતિ—જો તર્જની અને મધ્યમા વચ્ચે અંતર ન હોય તો બાલ્યાવસ્થામાં ધનનું સુખ હોય છે. મધ્યમા અને અનામિકા વચ્ચે અંતર ન હોય તો તરૂણાવસ્થામાં ધનનું સુખ હોય અને અનામિકા તથા કનિષ્ઠિકા વચ્ચે અંતર ન હોય તો વૃદ્ધાવસ્થામાં ધનનું સુખ મળે. ૨૬–૨૭

अनामिकान्त्यरेखायाः कनिष्ठा स्याद्यदाधिका ।
धनवृद्धिस्तदा पुंसां मातृपक्षोबहुस्तथा ॥ २८ ॥

આંગળીઓની લંબાઇ વિષે—જો અનામિકાના ત્રીજા (ઉપરના) પર્વ કરતાં કનિષ્ઠિકા લાંબી હોય તો ધનની વૃદ્ધિ થાય છે. તેમજ મોસાળ પક્ષમાં સારી મનુષ્યવૃદ્ધિ હોય છે. ૨૮

मध्यमाप्रान्तरेखाया अधिका यदि तर्जनी ।
प्रचुरस्तु पितुःपक्षः श्रियश्च विपदोऽन्यथा ॥ २९ ॥

જો મધ્યમાના ત્રીજા વેઢા કરતાં તર્જની લાંબી હોય તો ધનનું સુખ મળે છે. અને પિતાનું કુટુંબ મોટું હોય છે. જો આમ ન હોય તો દુઃખ પડે છે. ૨૯

अङ्गुष्ठस्याङ्गुलीनां च यद्यूनाधिकता भवेत् ।
धनैर्धान्यैस्तदा हीनोनरःस्यादायुषापि च ॥ ३० ॥

જો અંગુઠો કે આંગળીઓ વધારે કે ઓછી ( પાંચથી વધારે કે ઓછી ) હોય તો મનુષ્ય ધનધાન્ય હીન થાય, અને તેનું આયુષ્ય પણ ટુંકું હોય છે. ૩૦

मध्यमायां तु दीर्घायां भार्याहानिर्विनिर्दिशेत् ।
अनामिकायां दीर्घायां विद्याभोगी भवेन्नरः ॥ ३१ ॥

જો મધ્યમા બે હોય તો સ્ત્રીની હાની થાય છે. બે ત્રણ લગ્ન કરવા છતાં સ્ત્રી જીવતી નથી. જો અનામિકા બેવડી હોય તો મનુષ્ય વિદ્યાભોગી બને છે. ૩૧

अपर्वे यस्य पर्वाणि दृश्यंतेऽङ्गुलिपर्वसु ।
सरक्तांगुलयो ये च ते सर्वे चिरजीविनः ॥ ३२ ॥

જો આંગલીઓનાં પર્વ જ્યાં ન હોવા જોઈએ ત્યાં પણ ( વેઢાઓની વચ્ચે ) હોય, તેમજ આંગળીઓ લાલ દેખાતી હોય તો મનુષ્ય દીર્ઘજીવી બને છે. ૩૨

यस्य हस्तपदे दीर्घाङ्गुलयोमिलिताथवा ।
सपुमान् विरही नित्यं ह्रस्वाङ्गुल्योदरिद्रिता ॥ ३३ ॥

જેમના હાથ કે પગમા વાન્તવિક કરતા વત્તી આગળીઓ હોય છે તેઓ સ્ત્રીનો વિયોગ પામે છે તેમજ જેમની આગળીઓ એક બીજા સાથે મળેલી ( ચોટી ગએલી ) હોય તેઓ પણ સ્ત્રીનો વિયોગ ભોગવે છે અને જો ઓછી આગળીઓ હોય તો દરિદ્રતા થાય છે ૩૩

अनामिकापर्व्व यदा विलङ्घते कनीनिका वर्षशतं सजीवति ।
नवत्यशीतिर्विगमे च सप्ततिः समानभावे खलुपष्ठिजीवितम् ॥३४॥

આંગળીઓ ઉપરથી આયુર્દામાન—જો ટચલી આગળી અનામિકાના ત્રીજા પર્વ કરતા વધારે હોય તો ૭૦, ૮૦, ૯૦ અને ૧૦૦ વર્ષ જીવે છે અને જો સમાન હોય તો ૬૦ વર્ષ મનુષ્ય જીવે છે ૩૪

तारा स्याद्भगवत्याश्चेदधिका पंचभिर्यवैः ।
तृतीयपर्वणस्तर्हि शतं वर्षाणि जीवितम् ॥ ३५ ॥
चतुर्भिर्नवतीरामैरशीतिः सप्ततिर्द्वये ।
समत्वे पष्ठिवर्षाणि हीने हीनत्वमाप्नुयात् ॥ ३६ ॥

જો ટચલી આગળી અનામિકાના ત્રીજા પર્વથી બે આડા જવ ( એક બીજાના પેટ અડે તેવી રીતે ગોઠવેલા ) વધારે હોય તો ૭૦ વર્ષ ૩ વધારે હોય તો ૮૦ વર્ષ, ચાર વધારે હોય તો ૯૦ વર્ષ, અને ૫ યવ વધારે હોય તો ૧૦૦ વર્ષ જીવે છે ૩૫-૩૬

पंचाशदेक यवतश्चत्वारिंशद्यवद्वये ।
यवैस्त्रिभिर्न्यूनतायां त्रिंशद्वेदैश्च विंशतिः ॥ ३७ ॥

જો ટચલી આગળી અનામિકાના ત્રીજા પર્વથી એક યવ ઓછી હોય ૫૦ વર્ષ, બે યવ જેટલી ઓછી હોય તો ૪૦ વર્ષ ત્રણ યવ જેટલી ટુકી હોય તો ૩૦ વર્ષ અને ચાર યવ જેટલી ઓછી હોય તો ૨૦ વર્ષ જીવે ૩૭

पंचभिर्दशवर्षाणीत्येवं निर्णयमायुषि ।
ललाटे शतवर्षाणि रेखापंचकतोवदेत् ॥ ३८ ॥

જો પાચ યવ ઓછી હોય તો ૧૦ વર્ષ આ પ્રમાણે આયુષ્યનો નિર્ણય છે

**કપાળથી આયુર્દા**—જો લલાટની અદર પાચ રેખાઓ હોય તો સો વર્ષનું આયુર્દા હોય છે ૩૮

मणिबन्धे यवश्रेण्यास्तिस्त्रश्चेन्नृपतिर्भवेत् ।
यदिताः पाणिपृष्ठेऽपि ततोऽधिकतरं फलम् ॥ ३९ ॥

**મણિબંધનું ફળ**—જો મણિબંધમાં ત્રણ યવશ્રેણી હોય. અર્થાત્ ત્રણ મણિબંધ હોય તો રાજા થાય. જો આ મણિબંધ પોંચીના આખા ભાગને વલયની માફક વિંટાઈ વળતા હોય તો વધારે શુભ ફળ આપે છે. ૩૯

द्वाभ्यां च यवमालाभ्यां राजमंत्री धनी बुधः ।
एकया यवपंक्त्या तु श्रेष्ठी बहुधनार्जितः ॥ ४० ॥

જો બે મણિબંધ હોય તો રાજમંત્રી, ધનવાન અને પંડિત થાય છે.
એક મણિબંધ હોય તો ધનવાન શેઠ થાય છે. ૪૦

धन कनककण पररत्नणपव्वुतो मणिबंधे जस्सातिनरेहाऊ ।
आभरण विहभोगो पछाभरं च सोलहइ ॥ ४१ ॥

**'કરરેખા' પ્રકરણ નામના ગ્રંથની સંમતિ**—જેના મણિબંધમાં ત્રણ રેખાઓ હોય છે તેઓ ધન, કનક અને રત્નથી યુક્ત હોય છે. વિવિધ પ્રકારનાં આભરણોના ભોક્તા થઈ પાછળ પણ કલ્યાણ જોતા જાય છે. ૪૧

रत्नाकराद्गोत्ररेखा करभाद्धनतेजसोः ।
एता रेखा यान्ति तिस्नस्तर्जन्यङ्गुष्ठकान्तरे ॥ ४२ ॥
रेखास्तिस्रोऽप्यमी येषां सम्पूर्णादोषवर्जिताः ।
गोत्रे धने जीविते च तेषां वृद्धिर्न संशयः ॥ ४३ ॥
हस्तरेखात्रयं चैतद्धिस्वत्रयमुदाहतम् ।
पितृरेखोर्ध्वलोकः स्यान्मातृरेखा च मानवी ॥४४॥
पातालमायूरेखा स्यादेता दक्षिणहस्तगाः ।
धातुर्मूलं तथा जीवं वामे चैता विपर्ययात् ॥ ४५ ॥

**હવે રેખાઓનું ફળ કહે છે**—રત્નાકર એટલે મણિબંધમાંથી ગોત્રરેખા નીકળે છે. અને કરભ ( ટચલી આંગળીના મૂળથી આરંભી પોંચા સુધીનો હથેળીનો ભાગ )માંથી ધન અને તેજની રેખાઓ નીકળે છે. આ ત્રણે રેખાઓ તર્જની ( પહેલી આંગળી ) તથા અંગુઠાની વચ્ચેના ભાગ ભણી જાય છે. ૪૨

જેઓને આ ત્રણે રેખાઓ સંપૂર્ણ દોષ વગરની હોય છે, તેઓને ગોત્ર, ધન અને આયુર્દાની વૃદ્ધિ હોય છે. એમાં સંશય છે જ નહિ. ૪૩

આ ત્રણ રેખાઓ ત્રણ જગત છે જેમકે પિતૃરેખા સ્વર્ગલોક છે, અને માતૃરેખા મનુષ્યલોક છે ૪૪

આયુરેખા એ પાતાલલોક છે જમણા હાથમા આ રેખાઓ અનુક્રમે ધાતુ, મૂળ અને જીવની દ્યોતક છે અને ડાબા હાથમા તેનાથી ઉલટુ એટલે જીવ, મૂળ તથા ધાતુ રૂપે છે ૪૫

ब्रह्मा विष्णुः शिवश्चासां क्रमात्तत्वाधिनायकाः ।
चतुर्दिक्षु तलस्याधः शक्राद्या अधिपा दिशाम् ॥ ४६ ॥
पितृरेखा बाल्यवयस्तारुण्यं मातृरेखिका ।
वार्द्धक्यमायूरेखायां वायुः पित्तं कफस्तथा ॥ ४७ ॥
चरस्थिरद्विस्वभावाः पुंस्त्रीनपुंसकाभिधाः ।
नभस्थलांबुचारिण्यः सत्वं रजस्तमः क्रमात् ॥ ४८ ॥

આ રેખાઓના બ્રહ્મા, વિષ્ણુ અને શિવ દેવતાઓ છે અને હથેલીની ચારે બાજુઓ અનુક્રમે શક્રાદિ દેવતાઓ વાળી છે ૪૬

પિતૃરેખા બાલ્યવય છે, માતૃરેખા તરૂણાવસ્થા છે અને આયુરેખા વૃદ્ધાવસ્થા છે, વળી તે ત્રણે રેખાઓ અનુક્રમે વાયુ, પિત્ત અને કફ છે ૪૭

ચર, સ્થિર તથા દ્વિસ્વભાવ એવી સજ્ઞા પણ તેમની અનુક્રમે છે પુરુષ, સ્ત્રી તથા નપુંસક એમ પણ છે આકાશ, જમીન અને જળ તથા સત્વ, રજ અને તમ એમ ત્રણ ગુણો પણ તે જ છે ૪૮

यस्याः प्राधान्यमेतासु तस्यारूपं निरूप्यते ।
जीवस्यागमनं वामे गमनं दक्षिणे करे ॥ ४९ ॥

આ ત્રણમાથી જેનુ પ્રાધાન્ય હોય તેવું મનુષ્યનુ રૂપ આદિ સમજવું તેમજ ડાબા હાથમા જેનુ પ્રાધાન્ય હોય તે લોકમાથી આગમન અને જમણા હાથમા જેનુ પ્રાધાન્ય હોય તે લોકમા ગમન થશે એમ જાણુ ૪૯

एवं चराचरं ज्ञेयं रेखाभिः संप्रकाश्यते ।
भूतं भविष्यं वर्त्तमानं दीपिकाभिर्गृहं यथा ॥ ५० ॥

જેવી રીતે દીવી વડે ઘરની દરેક વસ્તુઓ દેખાઈ આવે છે તેમ આ રેખાઓ વડે ભૂત, ભવિષ્ય વર્તમાન વગેરે બધુ જ ચરાચર સમજી શકાય છે ૫૦

पावई लाहालाहं सुख दुःखं जीवितं च मरणं च ।
रेहामि जीवलो पुरुसो महिला जयं च विजयं च ॥ ५१ ॥

आउं पुत्तं च धणं कुलवंसं देह धम्म सम्पत्ती ।
पुव्व भव संचिआणं पुन्नाणकं हंति रेहाओ ॥ ५२ ॥
सूक्ष्माःस्निग्धाश्च गंभीराः प्रलंबामधुपिङ्गलाः ।
अव्यावृत्तागतच्छेदाः कररेखाःशुभानृणाम् ॥ ५३ ॥
त्यागाय रक्तागंभीराःसुखाय मधुपिङ्गलाः ।
सूक्ष्माःश्रिये भवेयुस्ताः सौभाग्याय समूलकाः ॥ ५४ ॥
छिन्नाःसपल्लवारूक्षाविषमस्थानकच्युताः ।
विवर्णाःस्फुटितारूक्षानीलास्तन्व्यश्च नोत्तमाः ॥ ५५ ॥

'કરરેહા' પ્રકરણનું સંમતિ વાક્ય—આ રેખાઓ વડે પુરુષ અને સ્ત્રી લાભાલાભ, સુખદુઃખ, જીવન મરણુ અને જયવિજય પ્રાપ્ત કરે છે. ૫૧

આયુષ, પુત્ર, ધન, કુલ, વંશ, દેહ, ધાન્ય, સંપત્તિ, પૂર્વભવનું સંચિત પુણ્ય વગેરે રેખા કહે છે. ૫૨

**રેખાના સામાન્ય રીતે ગુણદોષ**—જે રેખાઓ સૂક્ષ્મ (પાતળી) સ્નિગ્ધ (સોહામણી પાણીદાર), ગંભીર, લાંબી અને મધ જેવા પીળાશ મારતા રંગની હોય છે, તેમજ વગર ગુંચવાએલી, વગર છેદાએલી હોય છે, તે શુભ ફળ આપે છે. ૫૩

**રંગ પરત્વે ફળ**—લાલ રંગની અને ગંભીર રેખાઓ ત્યાગ માટે, મધ જેવી પીળચટી સુખ માટે, સૂક્ષ્મ લક્ષ્મી માટે અને પાંખીઆંવાળી સૌભાગ્ય માટે હોય છે. ૫૪

છિન્નભિન્ન, પલ્લવોવાળી, બેડોળ, અસ્તવ્યસ્ત પોતાના સ્થાનથી ભ્રષ્ટ થએલી, રંગરહિત, ફાટેલી, બહુ જ ઝીણી અને શ્યામરંગની રેખાઓ ઉત્તમ ગણાતી નથી. ૫૫

क्लेशं सपल्लवा रेखा छिन्ना जीवितसंशयम् ।
कदन्नं परुषा द्रव्यविनाशं विषमार्पयेत् ॥ ५६ ॥
रेखाभिबहुभिः क्लेशः स्वल्पाभिर्धनहीनता ।
रेखाचतुष्टयाद्यस्य वक्रारेखा दारिद्रता ॥ ५७ ॥

પાંખડાંવાળી રેખાઓ ક્લેશ આપે છે, તૂટેલી રેખાઓ આયુર્દા માટે સંશય ઊભો કરે છે, વિષમ (સ્થાન ભ્રષ્ટ) રેખાઓ ખરાબ અન્ન, ધન નાશ તથા ઝેર આપે છે. ૫૬

**રેખાઓની મર્યાદા કહે છે**—ચાર કે પાંચથી બહુ રેખાઓ હોય તો ક્લેશ થાય, અને થોડી હોય તો ધનહીન થાય. અતિશય રેખાઓ હોય તો દારિદ્રય આપે છે. ૫૭

वरपउमयत्त सरिआ अछिन्ना मंसलाय संपुन्ना ।
ससणिद्धरत्तरेहा धणकणयपणिछ्या हत्थे ॥ ५८ ॥
पल्लवियाय छिन्ना विसम विवन्नाय निंदिआरेहा ।
हालिद् स्फुटिय विवन्तनीला रुखाय अड्डतणुया ॥ ५९ ॥
पल्लविये सुकिलेशो छिन्नासु पाव महादुःख ।
विरला विवंधण धम्मं नाछि विसमासु ॥ ६० ॥
हलिद्दा सुपचोरघणं फुदिअ विवन्ना सुवंधनं मुदयं ।
नीलासु परूसासु ससोगोय समाहिं वहुभोगो ॥ ६१ ॥
मुख्यारेखाइमास्तिस्रः सहिताऊर्ध्वरेखया ।
रेखाचतुष्टयमिदं प्रकीर्णकमतः परम् ॥ ६२ ॥
विज्जकुल धण स्वरेहातियं आउहरेहा ।
पंचवि रेहाओ करे जणस्स जयंति पुव्वकयं ॥ ६३ ॥

**'કુરરેહા' પ્રકરણની સંમતિ**—જે લોકો ધનધાન્યથી પૂર્ણ હોય છે તેમના હાથની હથેલી માસલ હોય છે અને રેખાઓ પદ્મપત્રની શિરાઓની માફક સોહામણી અને પ્રમાણુસર હોય છે ૫૮

છિન્નભિન્ન, પાખડાવાળી, અસ્તવ્યસ્ત તથા રંગહીન રેખાઓ નિંદાપાત્ર છે ૫૯

છેદવાળી રેખાઓથી હાથમા ધન રહેતુ નથી, થોડી હોય તો ખરાબ માર્ગે અથવા અનિચ્છનીય રીતે ધનનો વ્યય થઈ જાય છે જો અસ્તવ્યસ્ત હોય તો અથવા વાંકી ચુકી હોય તો ધન મળતું જ નથી ૬૦

હળદર જેવી પીળી હોય તો ચોરીથી ધન મળે છે કાટેલી અને રંગહીન અથવા શ્યામ હોય તો મનુષ્ય કારાગારમા પડે છે વળી શ્યામ, બેડોળ રેખાઓ હોય તો શોક કરાવે છે જો શ્યામ પરંતુ સીધી રેખાઓ હોય તો મનુષ્ય અતિશય ભોગી બની જાય છે ૬૧

**રેખાઓનો સામાન્ય નિયમ**—ઉર્ધ્વ રેખાની સાથે આ ત્રણ રેખાઓ જ મુખ્ય રીતે છે અને આ ચાર રેખાઓમા જ બધુ વ્યાસ (ફેલાએલું) છે ૬૨

**'કુરરેહા' પ્રકરણની સંમતિ**—વિદ્યા, કુલ, ધન એ ત્રણ રેખાઓ તથા આયુરેખા અને ધનરેખા એમ પાચ રેખાઓ, મનુષ્યનુ પૂર્વજન્મનુ શુભાશુભ કર્મ સૂચવે છે ૬૩

अरेखं बहुरेखं वा येषां पाणितलं नृणाम् ।
ते स्युरल्पायुषोनिस्वाः दुःखितानात्र संशयः ॥ ६४ ॥

જેનો હાથ રેખાઓ વગરનો અથવા બહુ રેખાઓ વાળો હોય છે, તે જરૂર અલ્પાયુ, અને દુ:ખી હોય છે. ૬૪

यावदङ्गुलयःप्राप्ता मूलाज्जीवितरेखिका ।
तावन्तः शरदाज्ञेयाः पंचविंशतिसंख्यया ॥ ६५ ॥

**આયુરેખાનું વર્ણન**—પોતાના મૂળથી નીકળી જેટલી આંગળીઓ વટાવી આયુરેખા આગળ ગઈ હોય તેટલા પ્રમાણનું આયુષ્ય જાણવું. દરેક આંગળીનું પચીશ વર્ષ આયુ: પ્રમાણ સમજવાનું છે. ૬૫

कालहानिनयापेक्षे ज्ञेया विंशतयोऽपि च ।
आयूरेखास्वरूपाच्च अल्पमृत्युर्विचार्यते ॥ ६६ ॥

દેશકાળના બળ પ્રમાણે પ્રત્યેક આંગળીનું આયુષ્ય હાલમાં ૨૦ વર્ષ ગણવાનું છે. અથવા આયુરેખાનું સ્વરૂપ વિચારી તેના લાંબા ટુંકા પ્રમાણે આંગળીના આયુર્દાનું પ્રમાણ મૂકી શકાય છે. ૬૬

हस्तचिन्हं प्रवक्ष्यामि गुरूक्तं श्रद्धयान्वितम् ।
लक्षणैर्ज्ञायते सर्वं जीवितं च शुभाशुभम् ॥ ६७ ॥

**'હસ્તચિહ્ન' સૂત્રનો આરંભ**—ગુરુએ કરેલું હસ્તચિન્હ (શાસ્ત્ર) શ્રદ્ધા સહિત કહું છું. લક્ષણોથી જલદી શુભાશુભ તથા આયુર્દા જાણી શકાય છે. ૬૭

आयूरेखा च तर्जन्यां तस्याष्टशतमायुषः ।
विद्धा रेखा भवेद्यस्य वक्ष्यते तस्य लक्षणम् ॥ ६८ ॥
वामे वामेऽत्र वेधेन जले मृत्युं समादिशेत् ।
रेखा सरल वेधेन शस्त्रेण मृत्युमादिशेत् ॥ ६९ ॥
दक्षिणे दक्षिणे वेधे वन्हिसर्पभयान्मृतिः ।
वामदक्षिणपार्श्वस्थाद्वेधान्मृत्युर्महारुजः ॥ ७० ॥

આયુરેખા જો તર્જનીને અડકી હોય તો ૧૦૮ વર્ષનું આયુર્દા જાણવું. આયુરેખા વેધાએલી છે કે કેમ તે જાણી લેવું જોઇએ, કારણ તેનું પણ ફળ છે. ૬૮

**વેધના ત્રણ પ્રકાર અને ફળ**—જો વામ વામ વેધ હોય તો જલમાં મૃત્યુ થાય અને સરલ રેખાનો વેધ હોય તો શસ્ત્રથી મૃત્યુ થાય. ૬૯

દક્ષિણુ દક્ષિણુ વેધ હોય તો અગ્નિ અને સાપના ભયથી (તે દ્વારા) મૃત્યુ થાય છે, જે વામ, દક્ષિણુ અને પાર્શ્વ ત્રણે પ્રકારનો વેધ હોય તો મોટી બીમારીથી મૃત્યુ થાય છે ૭૦

धनरेखा यस्य दीर्घा तस्य धनं महादद्भुतम् ।
भिन्ना रेखा भवेद्भिन्नं द्रव्यव्ययसमाकुलम् ॥ ७१ ॥
न तिष्ठति चिरं कालं त्रिशूलस्थानरेखया ।
मध्ये त्रिशूलं दुर्द्रव्यं छलछद्मादिसंभवम् ॥ ७२ ॥

ધનવિચાર—જેની ધનરેખા લાંબી હોય તેને મહા અદ્ભુત પ્રકારનુ ધન હોય છે જો આ રેખા વેધાએલી હોય તો દ્રવ્યનો વ્યય થયા કરે છે ૭૧

જો ત્રિશૂલના સ્થાનવાળી રેખા હોય તો લાંબા વખત સુધી ધન ટકતું નથી અને જો રેખાના મધ્યમા ત્રિશૂલ હોય તો તે ધન છેતરપીંડીદ્વારા નાશ પામે છે ૭૨

मध्याङ्गुलिमूलगता धर्मरेखा निवेदिता ।
वज्ररेखा भवेद्यस्य स श्रद्धा धार्मिकोहि सः ॥ ७३ ॥
वज्रं अनामिका मूले तत्प्रतिष्ठाविधायकम् ।
तस्मिन्भिन्ने भवेद्भेदो मध्यरेखात्र मध्यमा ॥ ७४ ॥

ધર્મરેખા—મધ્યમા આગળીના મૂળમાથી જે રેખા નીકળી હોય તેને ધર્મરેખા કહે છે આને ચન્દ્ર રેખા પણ કહે છે જેના હાથમા આ રેખા હોય તે શ્રદ્ધા વાળો અને ધાર્મિક થાય છે ૭૩

જો આ વજરેખા અનામિકાના મૂળમા પડી હોય તો તે માનસન્માન પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરાવે છે જો આ રેખા છેદાએલી હોય તો તે બાબતોમા વિઘ્ન આવે છે જો મધ્યમ પ્રકારની વજરેખા હોય તો મધ્યમ પ્રકારનુ માનસન્માન મળે છે ૭૪

अङ्गुष्ठादेः शत्रुहांते दैवतस्यालयं भवेत् ।
लक्षणं तस्य वक्ष्यामि मृत्युर्येनेह चोच्यते ॥ ७५ ॥
तस्य मध्योन्नता रेखा विदग्धैर्ज्ञायते सदा ।
हस्ताशुरेको द्वाभ्यां च त्रिभिः सह मृतिर्जने ॥ ७६ ॥
रेखाभिस्तिसृभिर्नॄणां जले मृत्युश्च नान्यथा ।
चतुर्थ्या रेखया शत्रुरोगमध्ये मृतिर्भवेत् ॥ ७७ ॥

**મૃત્યુરેખા**--અંગુઠાથી લઈ તર્જની સુધીમાં દેવતાનુ સ્થાન છે. અર્થાત્ સ્વર્ગ છે. તેનું લક્ષણ કહીએ છીએ જેથી મૃત્યુનો બોધ થાય. ૭૫

આ દેવતાલયમાં (ત્રિવેણી સંગમની) ઉપર અને તર્જનીના મૂળની નીચેના ભાગમાં જો એક ઉન્નત રેખા હોય તો મનુષ્યનું એકલાનું (એક સમયમાં એકી સાથે) મૃત્યુ થાય છે. જો બે રેખાઓ હોય તો બે જણનું મૃત્યુ થાય છે. અર્થાત્ બહુ રેખાઓ હોય તો બહુ જણનું સાથે મૃત્યુ થાય છે. ૭૬

જો તે સ્થાને ત્રણ રેખાઓ હોય તો જલમાં મૃત્યુ થાય છે. જો ચાર રેખાઓ હોય તો રણમેદાનમાં મૃત્યુ થાય છે. ૭૭

अङ्गुष्ठोर्ध्वं यवः पूर्णः सदा पुंसां यशस्करः ।
मध्यवेधे भवेदर्धं पञ्चाशद्वर्षतः परम् ॥ ७८ ॥
करादौ दृश्यते रेखा लक्ष्मीसौभाग्यदायिनी ।
तस्याग्रे शृंखला यस्य रूपवान् धनसंयुतः ॥ ७९ ॥
यवैरङ्गुष्ठमध्यस्थैर्विद्याख्यातिविभूतयः ।
शुक्लपक्षे तदाजन्म वामाङ्गुष्ठे तु रात्रिकम् ॥ ८० ॥

**યશ અને ભાગ્યરેખા**--જો અંગુઠાના ઉર્ધ્વભાગમાં પૂર્ણ યવ હોય તો મનુષ્યને સદાકાળ યશ આપે છે. જો તે યવ મધ્યમાં વેધાએલો હોય તો અર્ધું ફળ મળે છે અને તે ૫૦ વર્ષની ઉંમર પછી મળે છે. ૭૮

હથેળીના મૂળમાં એટલે કે મણિબંધમાં જે રેખા દેખાય છે તે લક્ષ્મી અને સૌભાગ્યને આપનારી રેખા છે. આ રેખાની આગળ અર્થાત મણિબંધની ઉપર સાંકળી જેવી રેખા હોય છે તો રૂપ અને ધનની પ્રાપ્તિ થાય છે. ૭૯

અંગુઠાના મધ્યમાં યવ હોય તો વિદ્યાખ્યાતિ અને વિભૂતિની પ્રાપ્તિ થાય છે. તેમજ શુકલ પક્ષમાં જન્મ હોય છે. જો ડાબા હાથના અંગુઠામાં યવ હોય તો રાત્રીનો જન્મ હોય છે. ૮૦

यवेऽत्र दक्षिणाङ्गुष्ठे दिवाजातं विनिर्दिशेत् ।
उभयाङ्गुष्ठगे तस्मिन् कृष्णपक्षे दिवाभवम् ॥ ८१ ॥

**ક્યારે જન્મ થયો છે તે જાણવાની રીત**--જો જમણા અંગુઠામાં યવ હોય તો દિવસે જન્મ થયો છે એમ જાણવું, અને જો બંને અંગુઠાઓમાં યવ હોય તો કૃષ્ણપક્ષમાં દિવસે જન્મ થયો છે એમ જાણવું. ૮૧

प्रान्ते जीवितरेखायास्तिर्यग्रेखा यदा भवेत् ।
तदाश्वात्पतितो ज्ञेयः सा श्यामा चेत् खराद्भयम् ॥ ८२ ॥
आयूरेखामध्यभागे उभे रेखे व्यवस्थिते ।
एका दीर्घा लघुश्चैका तदोर्ध्वान्निपतेद्गृहात् ॥ ८३ ॥
आयूरेखातले वक्रा या रेखाऽङ्कुशवद्भवेत् ।
तदा हस्तिभयं विद्याद्रेखाछिद्रे जलाद्भयम् ॥ ८४ ॥
आयूरेखातले रक्ता तदा रक्तविकारतः ।
गंडव्रणादिघातो वा तत्तद्रूपांगतो भवेत् ॥ ८५ ॥

જો મૃત્યુરેખા (અંગુઠા અને તર્જનીની વચ્ચે) ના છેડા ઉપર આડી બીજી રેખા હોય તો ઘોડા ઉપરથી પડવાથી મૃત્યુ થાય એમ જાણવુ અને જો મૃત્યુરેખાને કાપનારી તે રેખા કાળા રંગની હોય તો ગધેડાથી મૃત્યુ થાય ૮૨

જો આયુરેખાની વચ્ચે એક નાની અને બીજી મોટી એમ બે ઊભી રેખાઓ હોય તો ઉંચેથી પડવાથી મૃત્યુ થાય એમ જાણવું ૮૩

આયુરેખાની નીચે વાંકી રેખા હોય કે જે અંકુશ કે વજ્ર જેવી દેખાતી હોય તો હાથી દ્વારા મૃત્યુ થાય, અને જો આયુરેખા છેદાએલી હોય (અર્થાત વચ્ચે છિદ્ર પડ્યુ હોય તો) જલથી મૃત્યુ થાય ૮૪

આયુરેખાની નીચે જો લાલબિંદુઓ હોય તો રક્તવિકાર, ગંડ, ઘા, ગડગુમડ, વાતવિકાર વગેરે થાય ૮૫

आयूरेखान्तरे शुक्ला बिन्दवः सन्निपातदा ।
अग्निभीर्बिन्दुभीरक्तैः श्यामैर्विपभयं भवेत् ॥ ८६ ॥

આયુરેખાની નીચે ધોળા બિંદુઓ હોય તો સન્નિપાત થાય, અને જો ત્રણ લાલ કે કાળા બિંદુઓ હોય તો કારાગાર ભય થાય ૮૬

पितृरेखाङ्गुष्ठरेखान्तरे या ऊर्ध्वरेखिका ।
तत्संख्यादारभोगः स्याद्वेधे क्लेशश्चतद्भवः ॥ ८७ ॥

ભોગરેખા—પિતૃરેખા અને અંગુઠાના મધ્યમા જેટલી ઊભી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓ ભોગવે છે આ રેખાઓ પૈકી જેટલી કપાએલી હોય તેટલી સ્ત્રીઓ દ્વારા કલેશ થાય છે ૮૭

अङ्गुष्ठमूलादारभ्य मणेरवधिकं गताः ।
यावत्यो रेखिकास्तावदपत्यानि विचारयेत् ॥ ८८ ॥
पुत्रास्तु दीर्घरेखाभिर्लघुभिर्दारिकामताः ।
जीवनं मरणं तेषामभेदाद्भेदतः स्मृतम् ॥ ८९ ॥
बंधुसंख्या वदन्त्येके निर्णयं तद्गुरोर्गिरा ।
आयूरेखापल्लवाः स्युर्हीनायाऽङ्गुलिसम्मुखाः ॥ ९० ॥

**સંતાનરેખા**—અંગુઠાના મૂળથી આરંભ કરીને મણિબંધ પર્યંત કન્દ (અંગુઠાનું મૂળ) ઉપર જેટલી રેખાઓ હોય તેટલાં સંતાન સમજવાં. ૮૮

તે રેખાઓ પૈકી જેટલી લાંબી હોય તેટલા પુત્ર અને જેટલી ટુંકી હોય તેટલી પુત્રીઓ જાણવી. અને તે રેખાઓ પૈકી જેટલી કપાયા વગરની હોય તેટલાં જીવિત અને જેટલી તૂટેલી હોય તેટલાં મરણ પામનારાં સમજવાં. ૮૯

**મતભેદ**—કેટલાક આ રેખાઓને જ બંધુરેખાઓ (ભાઈ ભાંડુની રેખાઓ) કહે છે. આ બાબતનો ગુરુની પાસે નિર્ણય કરી લેવો જોઈએ.

આયુરેખામાંથી જો આંગળીઓ ભણી પલ્લવ નીકળેલાં હોય તો તે તે પ્રસંગે હાની થાય તેમ જાણવું. ૯૦

अङ्गुष्ठसम्मुखाः सर्वे द्रव्यसम्पत्तिकारिणः ।
मातृरेखापल्लवैस्तैर्लभ्यं मातुलवर्गतः ॥ ९१ ॥
आयूरेखासम्मुखैस्तैर्न लभ्यं मातृपक्षतः ।
कनिष्ठानामिकायोगे स्नेहः स्यात्स्वजनैर्दृढः ॥ ९२ ॥
सान्तरत्वेऽनयोः प्रीतेश्छेदः स्यादन्तरान्तरा ।
छिद्रांगुलिभिर्दारिद्र्यं सान्द्राभिर्धनवान्नरः ॥ ९३ ॥

અને અંગુઠા ભણી જેટલાં પર્વ નીકળેલાં હોય તે બધાં દરેક સંપત્તિનું સૂચન કરનારાં છે, જો માતૃરેખામાંથી આવી રીતે પલ્લવ નીકળતો હોય તો તે સમયે મામાઓ તરફથી સંપત્તિનો લાભ થાય છે. ૯૧

માતૃરેખામાંથી નીકળેલાં તે પાંખાંઓ જો આયુરેખા ભણી જતાં હોય તો માતૃપક્ષથી લાભ ન થાય.

કનિષ્ઠિકા અને અનામિકાનો જો યોગ હોય તો પોતાનાં સ્વજનો સાથે દૃઢ સ્નેહ હોય છે. ૯૨

જો તે આગળીઓ વચ્ચે અતર હોય તો સ્નેહની પૂર્તિ ન થાય અને જો છેદ (કાણુ) રહેતા હોય તો દારિદ્ર થાય જો આગળીઓ એક બીજા સાથે ખુબ મળી જતી હોય તો મનુષ્ય ધનવાન થાય છે ૯૩

तर्जन्यधस्त्रिवेण्यन्तर्यदा रेखाद्वयं भवेत् ।
आद्यदैर्घ्ये पितुर्मृत्युः प्रथमं मातुरन्यथा ॥ ९४ ॥
पितृरेखामातृरेखामिलने गृहबन्धकः ।
कलत्रमित्रसम्बन्धो वामे तत्सङ्गमे करे ॥ ९५ ॥

તર્જનીની નીચે અને ત્રિવેણીની ઉપરના ભાગમા બે રેખાઓ હોય અને તેમાથી જો પહેલી (ત્રિવેણી ભણીની) લાબી હોય તો પહેલા પિતાનુ અને તર્જની ભણીની લાબી હોય પહેલા માતાનુ મૃત્યુ થાય ૯૪

જો પિતૃરેખા અને માતૃરેખાનો ત્રિવેણીમા સગમ થયો હોય તો મનુષ્યને ગૃહભાર ઉઠાવવો પડે છે અને જો ડાબા હાથમા આ સગમ સ્પષ્ટ હોય તો સાસરાપક્ષ તરફ અને મિત્રવર્ગ તરફ વધારે સ્નેહ હોય છે ૯૫

कनिष्ठा यदि दीर्घास्यादूर्ध्वरेखासमाश्रिता ।
व्यवसायत्ततो लाभो यशस्तस्य महोज्ज्वलम् ॥ ९६ ॥

ઉર્ધ્વરેખાવાળી કનિષ્ઠિકા (ટચલી આગળી) જો અનામિકા કરતા લાબી હોય તો વેપારની અદર લાભ તેમજ સારો યશ મળે ૯૬

आयूरेखान्तरे छेदे जलाद्वा ज्वलनाद्भयम् ।
स्त्रीप्रसङ्गादपयशस्तथाल्पमृतिसम्भवः ॥ ९७ ॥
अन्ते यदायूरेखाया· रेखांगुष्ठधनोन्मुखी ।
तदा पूर्वं सुखी पश्चाद्दु·खी चा निर्धन· पुमान् ॥ ९८ ॥
चतुष्किका स्यादङ्गुष्ठपितृरेखान्तरे यदि ।
तदा वृश्चिकदंशः स्याद्दंष्ट्रायां दंष्ट्रिणोभयम् ॥ ९९ ॥
मित्रपीडा मातृरेखायूरेखामूलसङ्गमे ।
यौवने सुखभोक्ता स्यादङ्गुष्ठावयवे यवे ॥ १०० ॥

આયુરેખામા છેદ હોય તેમજ આગળ જતા તે સધાઈ જતી હોય તો પાણીથી અથવા અગ્નિથી ભય થાય છે ડાબા હાથમા આયુરેખામા છેદ હોય તો સ્ત્રી પ્રસગથી અથવા સ્ત્રી પક્ષ તરફથી અપવાદ આવે છે અને અલ્પમૃત્યુ થાય છે ૯૭

આયુરેખાના અંતમાંથી રેખા નીકળી હોય અને તે અંગુઠા તથા ધનરેખાની વચ્ચે ઉર્ધ્વપણે ગઈ હોય તો મનુષ્ય પહેલાં સુખી થઈ પછીથી તે દુઃખ ભોગવે છે. ૯૮

અંગુઠો અને પિતૃરેખા એ બેના વચ્ચેના ભાગમાં જો ચોકડી હોય તો વીંછી કરડવાનો ભય થાય છે. અને જો ત્રિકોણ હોય તો દાઢવાળાં પ્રાણી ( કુતરાં, શિયાળ, વાઘ ઇત્યાદી હડકાયાં થએલાં હોય તેવાં )નો ભય થાય છે. ૯૯

માતૃરેખા અને આયુરેખા જો મૂળમાં મળેલી હોય તો મિત્રપીડા થાય અને અંગુઠાના પર્વમાં જો યવ હોય તો યૌવનાવસ્થામાં સુખ ભોગવે છે. ૧૦૦

**હસ્તચિન્હ સૂત્ર સમાપ્ત**

कनिष्ठाङ्गुलिदेशाच्च रेखा गच्छति तर्जनीम् ।
अविच्छिन्नानि वर्षाणि शतमायुर्विनिर्दिशेत् ॥ १०१ ॥
कनिष्ठाङ्गुलिदेशाच्च रेखा गच्छति मध्यमां ।
अविच्छिन्नानि वर्षाणि अशीत्यायुर्विनिर्दिशेत् ॥ १०२ ॥
कनिष्ठाङ्गुलिदेशाच्च रेखा गच्छत्यनामिकाम् ।
अविच्छिन्नानि वर्षाणि षष्ठिरायुर्विनिर्दिशेत् ॥ १०३ ॥
कनिष्ठाङ्गुलि देशाच्च रेखा तत्रैव गच्छति ।
त्रिंशद्वा विंशवर्षाणि तस्यायुः परिकीर्त्तितम् ॥ १०४ ॥

**આયુરેખાનું સ્વરૂપ** – કનિષ્ઠિકાના મૂળમાંથી ( મૂળ નીચેથી ) રેખા નીકળી તર્જની સુધી અવિચ્છિન્નપણે રેખા જતી હોય તો સો વર્ષનું આયુર્દા જાણવું. ૧૦૧

કનિષ્ઠિકા નીચેની નીકળેલી તે રેખા જો મધ્યમા પર્યંત જતી હોય તો એંસી વર્ષનું આયુર્દા જાણવું. ૧૦૨

કનિષ્ઠિકાના નીચેથી નીકળેલી તે રેખા જો અનામિકા સુધી ગએલી હોય તો ૬૦ વર્ષનું આયુર્દા જાણવું. ૧૦૩

અને જો તે રેખા કનિષ્ઠિકાના પ્રદેશ પુરતી જ હોય તો વીશ અથવા ત્રીશ વર્ષનું આયુર્દા જાણવું. ૧૦૪

कालंगुलीइ रेहापयेसिणिलंघिउण जस्सगया ।
अखंडा अस्फुटिआ वरिमाण सपुंसोजीवे ॥ १०५ ॥
वीसं तिसं चालं पन्नास संसठि सति असीइ ।
नउ इक्कणिठिया पयेसिणि जावजाणिया ॥ १०६ ॥

करजाम्वा चतुष्काधो भागानष्टौ प्रकल्पयेत् ।
यथासं तत्तुरेखायामायोल्लंघनतः शतम् ॥ १०७ ॥

'કરરેહા' પ્રકરણની સંમતિ—જો ક્યામા એટલે કનિષ્ઠિકાના મૂળમાથી નીકળેલી રેખા પ્રદેશિનીના એટલે તર્જનીના મૂળ સુધી ગએલી હોય તો ૧૦૦ વર્ષનુ આયુર્દા જાણવુ ૧૦૫

કનિષ્ઠિકાથી આરંભીને તર્જનીના મૂળ સુધીની રેખાના ૮ ભાગ પાડવા, અને તેમાથી પહેલાના વીસ તેમજ બાકીનાના દરેકના દશ દશ વર્ષ જાણવા ૧૦૬

સંમતિ—શાસ્ત્રમા કહ્યુ છે કે જો આયુરેખા તર્જનીનુ ઉલ્લંઘન કરી જાય તો ૧૦૦ વર્ષનુ આયુર્દા એ નિશ્ચિત છે તેથી પ્રત્યેક આગળીના મૂળ પ્રદેશના બે એમ કુલ ૮ ભાગ કરવા ૧૦૭

अस्ताचलादुद्रव्यरेखा रक्ताऽखंडा धनप्रदा ।
तस्यां चेत्पल्लवा जीवरेखामुखा अपत्यदाः ॥ १०८ ॥
अङ्गुष्ठसम्मुखा ये ते तावद्वारं धनार्जनम् ।
तस्यां छेदे राजदंडश्चौराद्धानिस्तु वेधतः ॥ १०९ ॥

ધનરેખા—અસ્તાચલમાથી (કરભમાથી) રેખા નીકળી હોય જેને ધનરેખા કહે છે તે જો લાલ અને અખંડ હોય તો ધન આપનારી નીવડે છે અને તેમાથી આયુરેખા ભણી જો શાખાઓ નીકળેલી હોય તો સંતાન લાભ થાય છે ૧૦૮

તે રેખામાથી અંગુઠા ભણી જેટલી શાખાઓ નીકળી હોય તેટલી વખત વેપાર (જુદા જુદા ધંધા) કરી ધન મેળવે છે જો આ રેખા છેદાએલી હોય તો રાજદંડ થાય છે અને બીજી રેખા દ્વારા વિંધાએલી હોય તો ચોરદ્વારા ધન હાની થાય છે ૧૦૯

मणिबंधाउ पयंदा संयत्तामाभिमगुली इत्यरेहा ।
साकुणइ धणसमिद्धं सखायंव आपरिधम् ॥ ११० ॥

'કરરેહા' પ્રકરણની સંમતિ—બીજા ગ્રંથોમા પણ કહ્યુ છે કે મણિબંધમાથી નીકળીને મધ્યમા આગળી ભણી જો રેખા ગઈ હોય તો મનુષ્યને તે રેખા સાધનસંપન્ન, દેશખ્યાત અથવા આચાર્ય બનાવે છે ૧૧૦

गोत्ररेखाथ यस्य स्यादखंडा वेधवर्जिता ।
गोत्रे स मुख्यतां याति सर्वेषामाश्रयः पुमान् ॥ १११ ॥
यावन्त· पल्लवाश्चासां मायासंमुखगामिन· ।
तावन्त· पितृद्रव्यस्य भवेयुर्भागदारिणः ॥ ११२ ॥

यावन्तः पल्लवा राज्ञोऽभिमुखास्ते प्रियंवदाः ।
भ्रातरः स्वजनाः कार्ये पुंसः साहाय्यकारिणः ॥ ११३ ॥

ગોત્રરેખા વિચાર—જેની ગોત્રરેખા અખંડ અને અણુવીંધી હોય તે ગોત્રની અંદર મુખ્ય પુરુષ બને છે. અને બધાનો આશ્રયદાતા પણ બને છે. ૧૧૧

ગોત્રરેખામાંથી જેટલી શાખાઓ આંગળીઓ ભણી ગઈ હોય તેટલા બાપના ધનના ભાગીદારો હોય છે. ૧૧૨

જેટલી શાખાઓ અંગુઠા ભણી ગઈ હોય તેટલા પોતાના કાર્યમાં સહાયકો મળે છે. ૧૧૩

मणिबंधाउ पयंदा पएसिणी जावइगयारेहा ।
बहुबंधु समाइत्रं कुलवंसं निद्दिसे तस्स ॥ ११४ ॥
दिहाई लाणदीहं कुलवंसमिदाहियं यदहिपाये ।
छिन्नाये जाण छिन्नं जाणसुभिन्नं च भिन्नाये ॥ ११५ ॥
मणिबंधादूर्ध्वरेखा यात्यङ्गुष्ठादि सम्मुखी ।
असौ पंचविधा राजाश्रयणी राज्यसौख्यदा ॥ ११६ ॥
नृपोनृपतिमंत्री वा प्राप्ता चेत्तर्जनीमसौ ।
ज्येष्ठां प्राप्तौ तथाचार्यः ख्यातिमान् सैन्यनायकः ॥ ११७ ॥
सार्थवाहो धनी नेतोर्ध्वरेखा चेच्छिवाश्रिता ।
कनिष्ठामूर्ध्वरेखातः प्रतिष्ठावान् महायशः ॥ ११८ ॥

**'કરરેહા' પ્રકરણકારનો મત**—જો મણિબંધમાંથી નીકળી પ્રદેશિની પર્યંત રેખા ગઈ હોય તો મનુષ્ય મોટા કુટુંબવાળો અને ખાનદાન કુટુંબનો હોય ૧૧૪

જો આ રેખા લાંબી હોય તો વંશવૃદ્ધિ લાંબી જાણવી. જો છિન્નભિન્ન હોય તો કુલવંશ છિન્નભિન્ન જાણવો. અને ટુંકી હોય તો કુલવંશ ટુંકો છે એમ જાણવું. ૧૧૫

**ગોત્રરેખા વિમર્શન સમાપ્ત**

**ઉર્ધ્વરેખા ભેદ**-મણિબંધમાંથી નીકળી ઉર્ધ્વ પ્રદેશમાં જનારી રેખા પાંચ પ્રકારે જાય છે. જો તે રેખા અંગુઠા ભણી ગઈ હોય તો રાજ્યાશ્રય મળે છે. ૧૧૬

જો તર્જની ભણી ગઈ હોય તો ખુદ રાજા થાય અથવા રાજ્યમિત્ર થાય.

જો મધ્યમા ભણી ગઈ હોય તો ખ્યાતિમાન્ સૈન્યનાયક અથવા આચાર્ય થાય છે. ૧૧૭

જો તે ઉર્ધ્વરેખા અનામિકા ભણી ગઈ હોય તો સાર્થવાહ બને છે અથવા નેતા થાય છે

અને જો કનિષ્ઠિકા ભણી ગઈ હોય તો ખુબ યશસ્વી અને પ્રતિષ્ઠિત થાય છે ૧૧૮

अखंडा अस्फुडिया पल्लवरहियातहाअविच्छिन्ना ।
एगावि तुह रेहा सहस्सजण पोसणी भणिआ ॥ ११९ ॥
विप्पाणां वेअकरी रज्जकरी खत्तिआण सा रेहा ।
वेसा अत्थकरी सुक्खकरी सुद्दवग्गाणम् ॥ १२० ॥
जा मणिवंधय पयासताणामि अंगुलिरेहा ।
सा कुणाइजस्स समिद्धं सिद्धि वहुवित्त संयुतम् ॥ १२१ ॥
मणिवंधाउ पयट्ठा कणिठा जाव जागया रेहा ।
सा कुणइ जमसमिद्धं सिटि वहुविध संयुत ॥ १२२ ॥
मणिवंधाउ रेहा अंगुट्ठ पएसिणीणमज्जगया ।
सा कुणइ सत्थ जुत विन्नाण विचक्खणं पुरिसं ॥ १२३ ॥
त्यक्तोर्ध्वं मणिवंध या रेखा चोत्तरगामिनी ।
यशोददाति मा पुंसां श्रीदायिका न संशय· ॥ १२४ ॥
ऊर्ध्वरेखास्त्वतसृपु अङ्गुलिपु भवन्ति चेत् ।
नाना भोगसुखं तेना समुद्रवचनं यथा ॥ १२५ ॥

'કરરેહા' પ્રકરણમા કહ્યુ છે કે—અખડ, તૂટયા ફૂટયા વગરની પલ્લવ રહિત અવિચ્છિન્ન એક પણ ઉર્ધ્વરેખા હોય તો મનુષ્ય હજાર માણસનુ ભરણ પોષણ કરનાર નીવડે છે ૧૧૯

જો આ ઉર્ધ્વરેખા બ્રાહ્મણના હાથમા હોય તો તે વેદ જાણનાર બને છે ક્ષત્રિયોને રાજ્ય આપનારી, વૈશ્યોને ધન આપનારી અને શૂદ્રોને સુખ આપનારી બને છે ૧૨૦

જો મણિબંધમાથી નીકળીને અનામિકા આગળી સુધી ગએલી ઉર્ધ્વરેખા હોય તો મનુષ્ય સાર્થવાહ તથા નૃપમાન્ય બને છે ૧૨૧

મણિબંધમાથી નીકળીને કનિષ્ઠિકા પર્યંત રેખા ગઈ હોય તો બહુ જ ધન સમૃદ્ધિ આપે છે ૧૨૨

મણિબંધમાંથી રેખા નીકળી અંગુઠા અને તર્જનીના મધ્યભાગમાં રેખા ગઈ હોય તો મનુષ્ય વિચારક અને શાસ્ત્રજ્ઞ થાય છે. ૧૨૩

મણિબંધમાંથી નીકળીને ઉત્તર તરફ જનારી રેખા યશ આપે છે અને મનુષ્યોને ધન પણ અવશ્ય આપે છે. ૧૨૪

જો ચારે ચાર આંગળીઓમાં ઉર્ધ્વરેખાઓ હોય તો અનેક પ્રકારનું સુખ મનુષ્યને પ્રાપ્ત થાય છે. એમ સમુદ્રનું વચન છે. ૧૨૫

**स्त्रीरेखा वामहस्ते स्यादायूरेखा स्वभावतः ।**
**दक्षिणैः पल्लवैस्तस्यां सौख्यं दुःखं तु वामगैः ॥ १२६ ॥**

**સ્ત્રીરેખા**—પુરુષોના ડાબા હાથની આયુરેખા તે સ્વભાવથી જ સ્ત્રીરેખા છે. તેમાંથી જો (ડાબા હાથની આયુરેખામાંથી) જમણી બાજુનાં પાંખીયાં નીકળેલાં હોય તો સ્ત્રીનું સુખ મળે છે. અને જો ડાબી બાજુનાં પાંખીયાં નીકળેલાં હોય તો સ્ત્રી તરફથી દુઃખ પ્રાપ્ત થાય છે. ૧૨૬

**आयुर्लेखाकनिष्ठान्तर्लेखाः स्युर्गृहिणीप्रदाः ।**
**समाभिः शुभशीलाः स्युर्विषमाभिः कुशीलकाः ॥ १२७ ॥**

આયુરેખા અને કનિષ્ઠિકાના મૂળની વચ્ચે જે રેખાઓ હોય તે સ્ત્રી રેખાઓ કહેવાય છે. આ રેખાઓ જો સીધી અને સુંદર હોય તો ચારિત્ર્યસંપન્ન સ્ત્રીઓનું સુખ હોય છે. અન્યથા ચારિત્ર્યભ્રષ્ટ હોવાથી દુઃખ થાય છે. ૧૨૭

**कनिष्ठा कालंगुलीइ हिठारेहाउ जस्स जत्तियाहुंति ।**
**तात्तियमित्ता पुरिसा पुरिसस्सय तत्तिया महिला ॥ १२८ ॥**
**दिहाहिय कौमारी फुंडियाहि प्रणन्मयं विपाणि ।**
**जासन्हाहियो सोहगां फुडियाहिं निदूहयं विपाणि ॥ १२९ ॥**

'કરરેહા' **પ્રકરણનો મત**—કનિષ્ઠિકામૂળ અને આયુરેખાની વચ્ચે જેટલી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓ થાય છે સ્ત્રીને તેટલા પુરુષો થાય છે. ૧૨૮

જો આ રેખાઓ લાંબી હોય તો કુમારી સ્ત્રી સાથે લગ્ન થાય છે. તૂટેલી ફૂટેલી રેખાઓ હોય તો વિધવા સ્ત્રી સાથે લગ્ન થાય છે (નાતરૂં થાય છે). આ રેખાઓ પૈકી જેટલી જેટલી સારી હોય તેટલીનું સુખ અને જેટલી રેખાઓ તૂટેલી હોય તેટલીનું દુઃખ થાય છે. ૧૨૯

**दीक्षा रेखा बलवती पुरस्था चेन्महत्तरा ।**
**बाधयेद्दाररेखां तु तदा मित्रोदयं वदेत् ॥ १३० ॥**

**દીક્ષારેખા**—જો દીક્ષારેખા બળવાન હોય તો સ્ત્રીરેખાનો બાધ થાય છે. સ્ત્રી મળતી નથી. પરંતુ તે રેખાના સમયે મિત્રલાભ થાય છે. ૧૩૦

तारामूलान्मणि यावत् रेखा यत्संख्यया स्फुटा ।
तावती महिला तस्य राजयोगे विनिर्दिशेत् ॥ १३१ ॥
स्युर्यास्योऽन्तरे रेखा मणिजीवितरेखयोः ।
तावत्योमहिलास्तस्य स्त्रियस्तावन्मनः प्रियाः ॥ १३२ ॥
स्त्रियो दक्षिणपाणिस्था पतिरेखा प्रकीर्त्तिता ।
आयूरेखात्र तद्भेदे योगः स्याद्विधवाकरः ॥ १३३ ॥
तदावामकरे तारामूलादामणिबंधनम् ।
रेखा यावन्त उद्भूतास्त्रियस्तावत्यईरिताः ॥ १३४ ॥

કનિષ્ઠિકાના મૂળથી લઈ મણિબંધ સુધી જેટલી આડી રેખાઓ હોય તેટલી સ્રીઓનું સુખ જો બીજા લક્ષણોથી રાજયોગ થતો હોય તો થાય છે ૧૩૧

મણિબંધ અને આયુરેખાના વચ્ચે, જેટલી રેખાઓ હોય તેટલી પુરુષને સ્રીઓ થાય છે અને સ્રીને તેટલા જાર થાય છે ૧૩૨

સ્રીના જમણા હાથમાની આયુરેખા તે પતિરેખા જાણવી જો આ રેખા વીધાએલી હોય તો સ્રી વિધવા થાય છે ૧૩૩

સ્રીના હાથમા કનિષ્ઠકાના મૂળથી મણિબંધ સુધી જેટલી આડી રેખાઓ હોય તેટલા સ્રીના સ્વામી થાય છે ૧૩૪

पुष्टं यदेव देहेस्याल्लक्षण वाप्यलक्षणम् ।
इतरद्बाध्यते तेन बलवत्फलदो भवेत् ॥ १३५ ॥

લક્ષણો એક બીજાનાં બાધક થાય છે—શરીરની અંદર એક ચિન્હ બલવાન હોય અથવા નિર્બળ હોય, પણ જો તેનાથી વિરૂદ્ધનુ બીજુ લક્ષણ બળવાન હોય તો પહેલા લક્ષણનો બાધ કરે છે અને તો બીજા લક્ષણનુ ફળ મળે છે ૧૩૫

तथा च योगिप्रभृतेर्यस्य स्त्री संगमोनहि । ...નારી બને છે
दाररेखा भक्तशिष्य दत्ते त्वन्या प्रभुत्वकृत् ...ને સુખ આપનારી

ઉદાહરણો—જે યોગી વગેરેને સ્રીસંગ હોતો ન... સુધી ગએલી ઉર્ધ્વરેખા હોય
અથવા સેવક આપે છે ૧૩૬

लक्ष्मीराज्यं वाहनादि नृणां वामकरात्... ...ખા ગઈ હોય તો બહુ જ ધન
ज्ञानमैश्वर्यवंशादि वीक्ष्या दक्षिणपाणि...

योगिन्या न सुखं पत्युस्तस्या दक्षिणपाणितः ।
ज्ञानं यात्रा तपः शौचं गुरुसौख्यं निरीक्ष्यते ॥ १३८ ॥

યોગીને લક્ષ્મી, રાજ્ય, વાહન વગેરેનો વિચાર ડાબા હાથની રેખાઓથી કરવો અને જમણા હાથની રેખાઓથી જ્ઞાન, ઐશ્વર્ય વંશ વગેરેનું જ્ઞાન કરવું. ૧૩૭

યોગિનીને પતિનું સુખ હોઈ શકે નહિ તેથી તેને પતિરેખા દ્વારા જ્ઞાન, યાત્રા, તપ, શૌચ અને ગુરુ સુખનો વિચાર કરવો. ૧૩૮

मणेः स्वभावरेखान्तं रेखाभिः करभे नृणाम् ।
अपत्यसंख्या निर्देश्या सम्प्रदायमताश्रयात् ॥ १३९ ॥

**સંતાન રેખા**—મણિબંધથી લઈ આયુરેખા પર્યંતના કરભના ભાગમાં જેટલી રેખાઓ હોય તેટલાં સંતાન કહેવાં. ૧૩૯

यावन्त्यः करभे रेखा ऊर्ध्वास्तावदपत्यदाः ।
ताः समाङ्के तदाद्या स्त्री विषमाङ्के नरं वदेत् ॥ १४० ॥

**'હસ્તબિંબ'કારની સંમતિ**—જેટલી કરભમાં ઉર્ધ્વરેખાઓ હોય તેટલાં સંતાન થાય. જો આ રેખાઓ સમ હોય તો કન્યાઓ અને વિષમ હોય તો પુત્રો થાય છે. ૧૪૦

योगिनां तनयस्थाने शिष्यप्राप्तिर्विचार्यते ।
पत्युस्थानेऽथ योगिन्याः धर्मयोगमथाश्रमः ॥ १४१ ॥

યોગિઓને સંતાનની જગ્યાએ શિષ્યપ્રાપ્તિનો વિચાર કરવો. અને યોગિનીને પતિના સ્થાને ધર્મયોગ અને આશ્રમનો વિચાર કરવો. ૧૪૧

पुत्रदा करभे रेखा कनिष्ठाधः कलत्रकृत् ।
अङ्गुष्ठमूलरेखासु भ्रातृभांडानि शंसति ॥ १४२ ॥

रेखाओ ... मणेरङ्गुष्ठमूलान्तं यारेखास्तलसम्मुखाः ।
પૈકી જેટલી જેટલાgाहि भगिन्यः स्युः भ्रातरः स्थूलरेखिकाः ॥ १४३ ॥
દુઃખ થાય છે. ૧૨૯ ...गरेखास्तावन्तो निधनं गता ।
दीक्षा रेखा बलवती ...ीवन्ति इति सामुद्रिकं वचः ॥ १४४ ॥
बाधयेद्दाररेखां तु तदा-કનિષ્ઠકાની નીચે કરભ ઉપર જે રેખાઓ છે તે પુત્ર
દીક્ષારેખા—જો દીક્ષારેખાઆપનારી છે. અંગુઠાના મૂળમાં જે રેખાઓ છે તે
મળતી નથી. પરંતુ તે રેખાના ર

ભાઈભાંડુની રેખા—મણિબંધથી અંગુઠા સુધી અંગુઠાના મૂળ ઉપર જે રેખાઓ છે તે ભાઈભાંડુની દ્યોતક છે તેઓ પૈકી જેટલી સૂક્ષ્મ છે તેટલી બ્હેનો અને જેટલી સ્થૂલ છે તેટલા ભાઈઓ સમજવા ૧૪૩

તેઓમાંથી જેટલી અસ્પષ્ટ રેખાઓ છે તેટલાનું મરણ થાય છે અને જેટલી સ્પષ્ટ રેખાઓ હોય છે તેટલા જીવે છે ૧૪૪

आयुर्लेखावसानाभिर्लेखाभिर्मणिबन्धतः ।
स्पष्टाभिर्भ्रातरोऽस्पष्टरेखाभि र्जामयस्तथा ॥ १४५ ॥
ह्रस्वाभिस्त्रुटिता ज्ञेया दीर्घाभिर्दीर्घजीविनः ।
यवैरङ्गुष्ठमूलोत्थैस्तत्संख्या· सूनवो नृणाम् ॥ १४६ ॥
अपत्यरेखाः सर्वाः स्युर्मत्स्याङ्गुष्ठतलान्तरे ।
हस्तचिन्हेऽप्येतदेव सम्मतं विदुषां मतम् ॥ १४७ ॥

'વિવેકવિલાસ'કારનો મત—મણિબંધથી લઇ આયુરેખાના પર્યંત જેટલી રેખાઓ હોય તેમાંથી જેટલી સ્પષ્ટ રેખાઓ હોય તેટલા ભાઈઓ અને સૂક્ષ્મ હોય તેટલી બ્હેનો હોય છે ૧૪૫

જે રેખાઓ અસ્પષ્ટ અને તૂટેલી હોય છે તેટલા ભાઈ બ્હેનોના મરણ થાય છે અંગુઠાના મૂળમાં જેટલા યવ હોય છે તેટલા પુત્રો હોય છે ૧૪૬

મણિબંધ માંહેલા મત્સ્યથી આરંભી અંગુઠાના મૂળ પર્યંત જેટલી રેખાઓ હોય તેટલા સંતાન થાય છે આવો પણ કેટલા શાસ્ત્રકારોનો મત છે ૧૪૭

अंगुठस्सयमूले जत्तियमित्ताऊ थूलरेहाऊ ।
तेहुंति भाउआ खलु तणुयाहि हुंति मइणाऊ ॥ १४८ ॥
अंगुट्ठस्सय हिट्ठा रेहाउ जस्स जत्तियाहुंति ।
तत्तियमित्ता पुत्ता सिज्जाहिय दारिया हुंति ॥ १४९ ॥
जत्तियमित्ता छिन्ना भिन्ना ले दारिया मुणाजाण ।
अक्खंडा अछिन्ना जीवंति यत्तत्तिया सुता ॥ १५० ॥
विद्या ख्यातिर्विभूतिः स्याद्यवे ह्यङ्गुष्ठमध्यगे ।
शुक्लपक्षे जन्म रात्रौ वामाङ्गुष्ठगते पुनः ॥ १५१ ॥

कृष्णपक्षे दिवाजन्म दक्षिणाङ्गुष्ठगैर्यवैः ।
विद्धाविद्धविवेकेन पक्षस्य व्यत्ययः क्वचित् ॥ १५२ ॥

'કરરેહા' પ્રકરણકારનો મત—અંગુઠાના મૂળમાં જેટલી સ્થૂલ રેખાઓ હોય તેટલા ભાઈ થાય. અને જેટલી સૂક્ષ્મ રેખાઓ હોય તેટલી બ્હેનો થાય. ૧૪૮

અંગુઠાની નીચે જેટલી રેખાઓ હોય તેટલાં સંતાન થાય. અને તેમાંથી જેટલી પાતળી અને સુંદર હોય તેટલી પુત્રીઓ થાય. ૧૪૯

જેટલી છિન્નભિન્ન હોય તેટલાં સંતાન મરી જાય. અને જેટલી અખંડ અને તૂટ્યા ફૂટ્યા વગરની હોય તેટલાં જીવે. ૧૫૦

અંગુઠાના મધ્યમાં યવ હોય તો વિદ્યા, ખ્યાતિ અને વિભૂતિ મળે છે. યવ ડાબા હાથના અંગુઠામાં હોય તો શુક્લપક્ષમાં રાત્રે જન્મ હોય છે. ૧૫૧

અને જો જમણા હાથના અંગુઠામાં યવ હોય તો કૃષ્ણપક્ષમાં દિવસે જન્મ હોય છે. આ યવની વિંધાએલી તેમજ અણુ વિંધાએલી સ્થિતિ પ્રમાણે કેટલીક વખત પક્ષ નિર્ણયમાં ફરક પણ પડે છે. ૧૫૨

शुक्लपक्षे दिवाजन्म दक्षिणाङ्गुष्ठगैर्यवैः ।
कृष्णपक्षे नृणांजन्म वामाङ्गुष्ठगतैर्यवैः ॥ १५३ ॥

મતભેદ—જો જમણા હાથના અંગુઠામાં યવ હોય તો શુક્લપક્ષમાં જન્મ હોય છે અને ડાબા હાથના અંગુઠામાં યવ હોય તો કૃષ્ણપક્ષમાં જન્મ હોય છે. ૧૫૩

दाहिण हत्थंगुट्ठ मत्तेय जवेण दिवसजम्मं ।
वामंगुट्ठजवेण नूण जाणिज्ज निसिजम्मं ॥ १५४ ॥
अङ्गुष्ठोदरमध्यस्थे यवे भोगी सदासुखी ।
बहूनामथवैकस्य यवस्य फलतुल्यता ॥ १५५ ॥

'કરરેહા' પ્રકરણકારનો મત—જમણા હાથના અંગુઠામાં યવ હોય તો દિવસનો જન્મ હોય છે. અને ડાબા હાથના અંગુઠામાં યવ હોય તો રાત્રિનો જન્મ હોય છે. ૧૫૪

અંગુઠાના મધ્યમાં યવ હોય તો ભોગી અને સદા સુખ ભોગવનાર હોય છે. યવ એક હોય અથવા વિશેષ હોય તોપણ ફલ સરખું જ છે. ૧૫૫

छत्रं तामरसं धनूरथवरो दम्भोलिकूर्माङ्कुशाः
वापीस्वस्तिकतोरणानि च शरः पञ्चाननः पादपः ।

चक्र शंखगजौ समुद्रकलशौ प्रासादमत्स्यौ यवाः
यूपस्तूपकमंडलून्यवनिभृत्सच्चामरो दर्पणः ॥ १५६ ॥
वृषभ पताकाः कमलाभिषेक सुदामकेकी धनपुण्यभाजाम्

**બત્રીસ લક્ષણ-વિચાર**—છત્ર, કમળ, ધનુષ્ય, રથ, વજ્ર, કાચબો, અંકુશ, વાવ, સાથીઓ, તોરણ, ચામર, સિંહ, વૃક્ષ, ચક્ર, શંખ, હાથી, સમુદ્ર, કલશ, મહેલ, મત્સ્ય, યવ, યૂપ (યજ્ઞસ્તંભ) સ્તૂપ (પ્રભુના પગલા) કમંડલુ, પર્વત, દેવાલય, દર્પણ, વૃષભ, ધજા, કમલ, અભિષેક કલશ, પુષ્પમાળા, અને મોર એમ બત્રીશ લક્ષણો ધનવાનોને હોય છે ૧૫૬

मणेस्तलोन्मुखे मत्स्ये सहस्रधनवान्नरः
मकरे दशसाहस्त्री शंखे लक्षपतिर्भवेत् ॥ १५७ ॥
आतपत्रं करे यस्य दंडेन सहितं पुनः ।
ध्वजो वा चामरयुतं चक्रवर्ती स जायते ॥ १५८ ॥
ध्वजो हस्ततले यस्य मवृद्धत्वे सुखी भवेत् ।
करभो मांसलः श्रेष्ठोऽङ्गुलिपर्व न मांसलम् ॥ १५९ ॥
करभान्निर्गता रेखा धनरेखा यदागता ।
अङ्कुशाकारभृद्यस्य स पुमान् गजवान्नृपः ॥ १६० ॥
हस्ती रेखाधरो राजा शूरः सिंहाकृतौ करे ।
वृषभे गोकुलपति कर्पको बहुरूपवान् ॥ १६१ ॥

ચિન્હોનુ 'હસ્તબિંબમા કહેલુ ફળ—મણિબંધમા તળીઆ ભણી મોંવાળો મત્સ્ય હોય તો હજારની સંખ્યાના ધનનો માલિક થાય છે મકર (મગર)નું ચિન્હ તેવી રીતનું હોય તો દશહજારનો અને શંખ હોય તો લક્ષાધિપતિ થાય છે ૧૫૭

જેના હાથમા દાંડી સહિત કમલનુ ચિન્હ હોય છે તે, તેમજ ધજા અને ચામરના ચિન્હવાળો ચક્રવર્તી થાય છે ૧૫૮

જેના હાથમા ધજા હોય છે તે વૃદ્ધાવસ્થામા સુખી થાય છે

કરભ જો માંસલ હોય તો શ્રેષ્ઠ છે અને આંગળીઓના પર્વ શુષ્ક હોય તો શ્રેષ્ઠ છે ૧૫૯

અંકુશ રેખાનુ સ્થળ—કરભમાંથી નીકળીને ધનરેખાને મળનારી જે રેખા હોય છે તે અંકુશના આકારની હોઈ તેને અંકુશ રેખા કહે છે જેને આવી રેખા હોય તે હાથીના વાહનનુ સુખ ભોગવે છે ૧૬૦

હાથીના ચિન્હવાળો રાજા થાય છે. સિંહના ચિન્હવાળો શૂરવીર થાય છે. વૃષભના ચિન્હવાળો ગાય ભેંસોના મોટા સમૂહનો માલિક બહુ રૂપવાન ખેડુત હોય છે. ૧૬૧

सूर्ये प्रतापवान् शूरः चन्द्रे प्रकृतिकोमलः ।
सिंहासने पट्टधारी मोरे मातुलतः सुखी ॥ १६२ ॥
अङ्कुशेऽतिप्रतिष्ठावान् प्रासादश्चेत्सुखी धनी ।
मत्स्ये तु पश्चिमवयःसुखी सांयात्रिकः पुमान् ॥ १६३ ॥
नन्द्यावर्त्ते नृपपदं सौभाग्यं कच्छपाकृतौ ।
पूर्णकुम्भधरः पाणौ नरः पूर्णमनोरथः ॥ १६४ ॥

સૂર્યના ચિન્હવાળો પ્રતાપી અને શૂર હોય છે. ચંદ્રના ચિન્હવાળો કોમળ પ્રકૃતિનો હોય છે. સિંહાસનવાળો હોદ્દેદાર અને મોરના ચિન્હવાળો મામાના પક્ષથી સુખી હોય છે. ૧૬૨

અંકુશના ચિન્હવાળો અતિશય પ્રતિષ્ઠા ભોગવનાર, મહેલના ચિન્હવાળો સુખી અને ધની હોય છે. માછલાના ચિન્હવાળો પાછલી અવસ્થામાં સુખી અને વહાણવટું ખેડનાર થાય છે. ૧૬૩

નંદાવર્ત (સાથીઆ)ના ચિન્હવાળો રાજ્ય પદવી ભોગવે છે. કાચબાના ચિન્હ-વાળો સૌભાગ્યશાળી થાય છે. અને પૂર્ણકુંભના ચિન્હવાળો સફળ મનોરથવાળો થાય છે. ૧૬૪

रथाकारे रथी लोके सोद्यमः परिवारवान् ।
खड्गादि शस्त्राकारे स्यात् क्लेशकारी सुसाहसः ॥ १६५ ॥

રથના ચિન્હવાળો રથના વાહનવાળો અને ઉદ્યમી તેમજ મોટા કુંટુંબવાળો થાય છે. તલવાર વગેરે હથિયારોના ચિન્હવાળો સાહસી તેમજ બીજાઓને ક્લેશ આપનાર થાય છે. ૧૬૫

धनुषा वल्लभो लोके मंत्री चामरवान् करे ।
पुष्पमालाङ्कितो हस्ते यशस्वी धनवान्नरः ॥ १६६ ॥

ધનુષ્યના ચિન્હવાળો લોકોનો પ્રેમ મેળવનાર થાય છે. ચામરના ચિન્હવાળો મંત્રી થાય છે. ફૂલની માળાવાળો યશસ્વી અને ધનવાન બને છે. ૧૬૬

मुकुटे राजमान्यः स्यात्कमले बहुभोगवान् ।
मुष्टौ तिले पुत्रपूर्णः सर्पे क्रोधी महाधनी ॥ १६७ ॥

छत्रे हठी प्रतिष्ठावान् स्वस्तिके वार्धके सुखी ।
स्थलपद्मे हि चतुरः क्षमावान् मंडलाकृतौ ॥ १६८ ॥
षट्कोणे धर्मवान् धीरः तेजस्वी मणिरेखया ।
सरोवरेऽति वाताङ्गः कुलमुख्यो युगाकृतौ ॥ १६९ ॥
कुन्ते क्लेशी सिद्धकार्यो विद्यावान् स्याच्छराकृतौ ।
विमाने दुर्गगेहादिनिर्माता कीर्त्तिमान्नरः ॥ १७० ॥
एवं रेखाबलादूह्येयः स्वभावनिर्णयोऽङ्गिनाम् ।
तत्तद्रेखाकृतिर्ज्ञेया स्थानग्रन्थान्तरादिह ॥ १७१ ॥

મુકુટના ચિન્હવાળો રાજમાન્ય અને કમળના ચિન્હવાળો બહુ ભોગ ભોગવનાર થાય છે અને મુઠી વાળવાથી અંદરના ભાગમા આવી જાય તેવા તલવાળો પુત્રવાન અને સાપના ચિન્હવાળો મહાક્રોધી ધનવાન થાય છે ૧૬૭

છત્રના ચિન્હવાળો હઠી અને પ્રતિષ્ઠિત થાય છે સાથીઆના ચિન્હવાળો વૃદ્ધાવસ્થામા સુખ ભોગવનાર થાય છે જો સ્થળકમળ (એક જાતના કમળ)નું ચિન્હ હોય તો ચતુર થાય છે અને જેના હાથમા મૃદંગનું ચિન્હ હોય તે ક્ષમાવાન થાય છે ૧૬૮

ષટ્કોણના ચિન્હવાળો ધાર્મિક થાય છે જેને મણિબંધરેખા સ્પષ્ટ હોય છે તે ધીર અને તેજસ્વી થાય છે સરોવરના ચિન્હવાળો વાયુના વિકારવાળો થાય છે જેના હાથમા યૂપનું ચિન્હ હોય છે તે પોતાના કુળમા મુખ્ય પુરુષ થાય છે ૧૬૯

કુંત (ભાલો)ના ચિન્હવાળો કાર્યોમા ફતેહ મેળવનાર થાય છે શર (બાણ)ના ચિન્હવાળો વિદ્વાન્ થાય છે જેના હાથમા વિમાનનું ચિન્હ હોય તે દુર્ગ, મકાન વગેરેનો બનાવનાર અને કાન્તિમાન થાય છે ૧૭૦

ચિન્હોનો ઉપસંહાર કરે છે—આ પ્રમાણે રેખાઓના બળથી મનુષ્યોના સ્વભાવનો નિર્ણય કરવો આ રેખાઓ (ચિન્હો)ની ઓળખાણ તથા સ્થાન ગ્રંથાન્તરથી જાણી લેવા ૧૭૧

શ્રી હસ્તબિંબ સૂત્ર સંપૂર્ણ

मायासु दशभिश्चक्रैराजा योगीश्वरोऽथवा ।
दशभिः शुक्तिभिः सर्वावस्थासु बहुदुःखदा ॥ १७२ ॥
एक चक्रे भवेद्राज्यं विद्या चक्रे द्वये भवेत् ।
धनागमास्त्रिभिश्चक्रैर्बहुचक्रैर्दरिद्रता ॥ १७३ ॥

જો દશે આંગળીઓમાં દશ ચક્ર હોય કાં તો રાજા થાય અથવા મહાન યોગી થાય. જો દશે આંગળીઓમાં છીપ હોય તો દરેક અવસ્થામાં દુઃખી રહે છે. ૧૭૨

જો એક ચક્ર હોય તો રાજા થાય. બે ચક્ર હોય તો વિદ્વાન્ થાય. ત્રણ ચક્ર હોય તો ધનવાન થાય. અને બહુ ચક્ર હોય તો દરિદ્ર થાય. ૧૭૩

अंगुलि अंगुष्ठोपरि हवंति भमराउदाहिणावत्ता ।
सोधनभोगी पूज्जो धर्म्मई बुद्धिमंतोयः ॥ १७४ ॥
वृक्षं वा तोरणं शक्तिर्मठदेवकुलानि वा ।
अशाखन्तं विजानीयाद्धनवन्तं महाधिपम् ॥ १७५ ॥

પ્રકરણ કારનો મત—જેની આંગળી અને અંગુઠા ઉપર દક્ષિણાવર્ત્ત ભમરી હોય, તે પુરુષ લક્ષ્મીવંત, ભોગી, પૂજનીક, ધર્મી અને બુદ્ધિવાન હોય છે. ૧૭૪

જેમના હાથમાં વૃક્ષ, તોરણ, વજ્ર, મઠ, કે દેવમંદિર હોય તેઓ પુત્રરહિત પરંતુ ધનવાન અને ઘણા જ બુદ્ધિશાળી થાય છે. ૧૭૫

शफरो मकरः शंखं पत्रं पाणौ स्वसम्मुखः ।
फलदः सर्वदैवान्त्यकाले पुनरसम्मुखः ॥ १७६ ॥

મત્સ્ય, મકર, શંખ, જલાશય, વગેરે જો હાથમાં ઉર્ધ્વ મુખવાળાં હોય તો તેમનું શુભ ફળ સદાકાળ મળે છે. અને જો અધોમુખ હોય તો અંત્યાવસ્થામાં ફળ આપે છે. ૧૭૬

शतं सहस्रं लक्षं वा कोटिं दद्युर्यथाक्रमम् ।
मीनादयनेऽश स्पष्टा छिन्नभिन्नादयोऽल्पदाः ॥ १७७ ॥
सिंहासनदिनेशाभ्यां नन्द्यावर्त्तसुतोरणैः ।
पाणिरेखास्थितैर्मत्स्यैः सार्वभौमो न संशयः ॥ १७८ ॥
श्रीवत्सेन सुखी चक्रेणोर्वीशपतयोधनी ।
भवेद्देवकुलाकाररेखाभिर्धार्मिकः पुमान् ॥ १७९ ॥
वापीयानरथाश्वेभवृषरेखांकिताः कराः ।
येषां ते परसैन्यानां हठग्रहणतत्पराः ॥ १८० ॥
एकमप्यायुधं पाणौ षट्त्रिंशन्मध्यतो यदि ।
तदा परैरयोध्यः स्याद्वीरो भूमिपतिर्जयी ॥ १८१ ॥

મત્સ્યાદિ આકૃતિઓ અનુક્રમે સો, હજાર, લાખ અને કરોડની સંખ્યાના ધનના માલિક બનાવે છે પરંતુ આ ચિન્હો છિન્નભિન્ન હોય તો અલ્પ ફળ આપે છે ૧૭૭

જેમના હાથમા સિંહાસન અને સૂર્ય, અથવા નંદાવર્ત, ચંદ્ર અને તોરણ, એકી સાથે પડયા હોય અને તે સાથે મત્સ્ય ચિન્હ ન હોય તો તેઓ નિસંશય ચક્રવર્તી રાજા થાય છે ૧૭૮

જેમના હાથમા શ્રીવત્સ હોય તેઓ સુખી રહે છે ચક્ર હોય તો સંયમી, વજ્ર હોય તો ધની, અને દેવમંદિરના આકારની રેખા હોય તો મનુષ્ય ધાર્મિક થાય છે ૧૭૯

પાલખી, વાહન, રથ, હાથી, વૃષભ વગેરે રેખાઓ હોય તો તેવા મનુષ્યો વિજયી નિવડે છે મહાન્ યુદ્ધોમા વિજય મેળવનારા થાય છે ૧૮૦

છત્રીશ પ્રકારના હથિયારો પૈકી કોઈ પણ જાતનુ હથિયાર હાથમા હોય તો પણ મનુષ્ય કોઈનાથી હાર ન પામનાર અને વિજયી રાજા થાય છે ૧૮૧

उडुपो मङ्गिनी पोतो यस्य पूर्णः करांतके ।
सरूप्यस्वर्णरत्नानां पात्री सांयात्रिकः पुमान् ॥ १८२ ॥
त्रिकोणरेखया सीरमुशलोलूखलादिना ।
वस्तुना हस्तजातेन पुरुषः स्यात्कृपीवल· ॥ १८३ ॥
गोमन्तः स्यान्नरा सौधै· दामभिः पाणिसंस्थितैः ।
कमंडलुध्वजौ कुंभस्वस्तिकौ श्रीप्रदौ नृणाम् ॥ १८४ ॥
वाप्यां सर्वजनादेय समुद्रेस्यान्महान्नृप· ।
दर्पणेज्ञानसम्पूर्णोऽभिषेके चाभिषेकवान् ॥ १८५ ॥
शस्त्राकारे महावीर पोते सांयात्रिक पुमान् ।
पुस्तके शास्त्ररसिको धर्मी देवकुले भवेत् ॥ १८६ ॥
स्वस्तिके धनसौभाग्यं वाणिज्यं स्यात्तुलाकृतौ ।
श्रीवत्सलांछिता लक्ष्मी गवाद्यं दामकेन च ॥ १८७ ॥

જેમના હાથમા હોડી, વહાણ, કે જહાજનુ સ્પષ્ટ ચિન્હ હોય તેઓ રૂપુ, સોનુ અને રત્નના માલિક બને છે, તેમજ મોટી સમુદ્રની સફર કરનારા થાય છે ૧૮૨

જેમના હાથમાં ત્રિકોણનુ ચિન્હ હોય, અથવા હળ, મૂશળ કે ખાણીઆનુ ચિન્હ હોય તેઓ ખેડુત થાય છે ૧૮૩

જો હાથમા મહેલનુ ચિન્હ હોય અથવા દોરડાનુ ચિન્હ હોય તે ઢોરનો પાલક

(માલધારી) થાય છે. કમંડલું; ધજા, કુંભ અને સાથીઆના ચિન્હ લક્ષ્મી આપનારાં છે. ૧૮૪

વાવના ચિન્હવાળો સન્માન પામનાર, સમુદ્રના ચિન્હ વાળો મોટો રાજા, દર્પણના ચિન્હવાળો જ્ઞાની અને અભિષેકના ચિન્હવાળો મહાભિષેકને પામે છે. અર્થાત્ ચક્રવર્તી થાય છે. ૧૮૫

હાથમાં શસ્ત્રના ચિન્હવાળો વીરપુરુષ થાય છે. વહાણના ચિન્હવાળો મોટો મુસાફર થાય છે. પુસ્તકના ચિન્હવાળો શાસ્ત્ર રસિક થાય છે. અને દેવમંદિરના ચિન્હવાળો ધર્માત્મા થાય છે. ૧૮૬

સ્વસ્તિકના ચિન્હવાળો ભાગ્યશાળી થાય છે. તુલા (ત્રાજવાં)ના ચિન્હવાળો વેપારી, શ્રીવત્સ (માળા)ના ચિન્હવાળો મનવાંછિત લક્ષ્મીને મેળવનારો અને ઢોરડાના ચિન્હવાળો ઢોરનો માલિક થાય છે. ૧૮૭

तुलाग्रमथवा वज्रं करमध्ये तु दृश्यते ।
वाणिज्यं सिध्यते तस्य पुरुषस्य न संशयः ॥ १८८ ॥
यस्य मीनसमा रेखा कर्मसिद्धिः प्रजायते ।
धनाढ्यः सतु विज्ञेयो बहुपुत्रप्रियायुतः ॥ १८९ ॥
पद्मं वा यदि वा शंखं कोष्ठागारं च दृश्यते ।
पुरुषस्य करे यस्य ईश्वरः स च कथ्यते ॥ १९० ॥
चक्राकारो ध्वजाकारः खड्गाकारश्च दृश्यते ।
सर्वविद्याप्रधानोऽयं बुद्धिमान्नृपपूजितः ॥ १९१ ॥
शूलं पाणौ यस्य पुंसः सतु धर्मरतो भवेत् ।
यज्ञधर्मा दानरतो देवगुर्वोस्तु पूजकः ॥ १९२ ॥
अंकुशं कुंडलं छत्रं यस्य पाणितले भवेत् ।
तस्य राज्यं विनिर्दिष्टं समुद्रवचनं यथा ॥ १९३ ॥

**'શૈવસામુદ્રિક'માંથી** ઉધ્ધૃત કરીને એક સરખું ફળ આપનારાં બબ્બે ચિન્હો કહે છે. શૈવસામુદ્રિકના અઢાર અધ્યાય છે. જેમાં ૧૨ અધ્યાય પુરુષ લક્ષણના અને છ સ્ત્રી લક્ષણના છે. જેના હાથમાં તુલા અથવા વજ્રનું ચિન્હ હોય તે પુરુષને જે વેપાર કરે તેમાં નિઃસંશય સિદ્ધિ મળે છે. જેના હાથમાં માછલાના જેવું ચિન્હ હોય તેને દરેક કામમાં સિદ્ધિ મળે છે. તે પુરુષ ધનાઢ્ય તેમજ સુંદર પ્રિય પત્નીવાળો અને ઘણા પુત્રો વાળો હોય છે. જેના હાથમાં પદ્મ અથવા શેષનાગ અથવા કોઠારનું ચિન્હ હોય તે પુરુષ સર્વસામર્થ્યથી યુક્ત હોય છે. ચક્ર, ધજા અથવા તલવારના ચિન્હવાળો સર્વવિદ્યાયુક્ત શ્રેષ્ઠ પુરુષ અને બુદ્ધિમાન હોઇ રાજમાન્ય થાય છે. જેમના

હાથમા ત્રિશૂલનુ ચિન્હ હોય તેઓ પુરુષ ધર્માત્મા, યજ્ઞકર્તા, દાનશીલ તેમજ દેવગુરુની પૂજા કરનાર હોય છે જેમના હાથમા અંકુશ, કુંડલ, છત્ર એ ચિન્હો હોય તેઓ રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત કરે છે, એમ સમુદ્રનુ વચન છે ૧૮૮ થી ૧૯૩

वरपउमशंख सत्थिय भद्दासण कुसुम मच्छजलकुंभं ।
वसहगयछत्त चामर दामहय वज्जमपरं च ॥ १९४ ॥
तोमर विमानकेऊजस्से ए हुंति करतले पयडातस्स ।
पुणधण धज्ज आया इज्छलाहोही होइ आचिरेणकालेण ॥१९५॥
मच्छेण अन्नपाणं कुंभेतह पावईय सोहग्गं ।
दामेणय गोवंधं वसहे सेणावइ होइ- ॥ १९६ ॥
होइपुण धण धान्यं आज्ञाय सुह च सत्थिए सुखं ।
कुंभेण पावइतिहं सिरिवच्छे इच्छिया भोगा ॥ १९७ ॥
रज्जाभिसेअ पवरं पावइ भद्दासणं करेजस्स ।
पावइ अणंत सुखं गजचामर छत्तवज्जेहिं ॥ १९८ ॥
मयरेण धणसहस पउमेणक लक्खवई होइ ।
संखे दहकोटिवई चक्केण तिहीसरी होइ ॥ १९९ ॥
पावइ पच्छासुखं पच्छिमसुह सविंश कुरा संखे ।
अम्भितराणणोपुणा होइ निरंतरं सुहं ॥ २०० ॥
संपुन्न सखमच्छे पउमे भद्दासणेजव कुंभे ।
पावइ विउलारिद्धि पुरिसो अचिरेण कालेण ॥ २०१ ॥
अव्यक्तैश्च तथा छिन्नैर्भिन्नैर्विद्धैश्च रुक्षैः ।
लक्षणै· फलहीनत्वं धनहानि विनिर्दिशेत् ॥ २०२ ॥
एकमप्युत्तमं स्पष्टं लक्षणं वेधवर्जितम् ।
सर्वाङ्गीण श्रियं दत्ते सतति वहु मंगलम् ॥ २०३ ॥

ઉપરોક્ત વાતને પ્રકારાન્તરે 'કરરેહા' પ્રકરણકારના શબ્દોમા કહે છે– જેમના હાથમા સુંદર પદ્મ, શંખ, સ્વસ્તિક, ભદ્રાસન, પુષ્પમાળા, માછલી, કુંભ, બળદ, હાથી, છત્ર, ચામર, રજ્જુ, ઘોડો, વજ્ર, મગર, તોરણ, વિમાન, ધજા હોય તેઓ જલદી જલદી રાજ્યાસનના અધિકારી થાય છે મત્સ્યચિન્હવાળો ખાનપાનયુક્ત,

કુંભવાળો ભાગ્યશાળી, રજ્જુથી ગાય ભેંસના સમુહવાળો તથા વૃષભથી સેનાનાયક થાય છે. જેના હાથમાં સ્વસ્તિકનું ચિન્હ હોય તે ધન ધાન્યવાળો સેવકોને આજ્ઞા કરનાર તેમજ સુખ ભોગવનાર થાય છે. કુર્મ (કાચબા)ના ચિન્હવાળો સુખવૈભવવાળી ગૃહસ્થાઈને પામે છે. અને શ્રીવત્સવાળો મનવાંછિત લક્ષ્મી પામે છે. જેમના હાથમાં સિંહાસન હોય તેઓ મોટા રાજ્ય ઉપર અભિષિક્ત થાય છે. હાથી, ચામર અને છત્રવાળા અનંત સુખને પામે છે. જેના હાથમાં મગરનું ચિન્હ હોય તે એક હજાર સોનામહોરવાળો, કમલનાં ચિન્હવાળો લક્ષાધિપતિ, શંખના ચિન્હવાળો દશ કરોડવાળો અને ચક્રવાળો ત્રણ ભુવનનનો સ્વામી થાય છે. ઉલટા મુખવાળાં ધ્વજા અને શંખનાં ચિન્હો હોય તો પાછળથી સુખ મળે છે. પરંતુ જો તે ચિન્હો અંતરાભિમુખી હોય તો નિરંતર સુખ પામે છે. પુરેપુરાં શંખ, મત્સ્ય, પદ્મ, ભદ્રાસન, યવ કે કુંભનાં ચિન્હો હોય તો વિપુલ ઋદ્ધિને પામે છે. આવાં ચિન્હોવાળા ગર્ભશ્રીમંત હોય છે. જે ચિન્હો અસ્પષ્ટ, છિન્નભિન્ન, વિંધાએલાં (બીજી રેખાદ્વારા કપાએલાં) અથવા રુક્ષ (આંખને ન ગમે તેવાં) હોય તો તેમના ફળમાં ન્યુનતા આવે છે. અને ધનહાની કરે છે. એકજ લક્ષણ જો ઉત્તમ પ્રકારે સ્પષ્ટ અને કપાયા વગરનું હોય તો તે એકલું હોવા છતાં પણ સંપૂર્ણ સમૃદ્ધિને આપે છે. ૧૯૪ થી ૨૦૩

अङ्गुष्ठमध्ये केदारे सुखं राज्यं श्रियोऽथवा ।<br>
केदारसंगता रेखास्तावद्‌बंधनकारिणी ॥ २०४ ॥

બંદિરેખા—અંગુઠાના બીજા પર્વમાં ક્ષેત્ર (ચોરસ)નું ચિન્હ હોય તો તે સુખ, રાજ્ય અથવા લક્ષ્મી આપે છે. ગ્રંથકાર ટીકામાં કહે છે કે આ ચિન્હ ડાબા હાથમાં હોવું જોઈએ. જો આ ચોરસ ચિન્હને બીજી રેખાઓ કાપતી હોય અથવા સ્પર્શ કરતી હોય તો જેટલી રેખાઓ સ્પર્શ કરતી હોય તેટલીવાર બંધન થાય. અર્થાત્ જેલમાં જવું પડે. ૨૦૪

अंगुठस्य वयमज्झेकेआरं जइ हविज्ज पुरिसस्स ।<br>
सो होइ सुक्खभागी पावइ पुणातिउ रज्जं ॥ २०५ ॥<br>
कयार संगमाऊ रेहाउ जत्तियाउ दीसंति जाइ ।<br>
बंधणाइ पावइ अत्थकयं पुरिसो ॥ २०६ ॥<br>
जियरेहाउकुलरेह मग्गयाजस्स होइ ।<br>
अक्खंडा रेहा अस्फुडिया सेधणवुड्ढिहोइ पुरिसस्स ॥ २०७ ॥<br>
अङ्गुष्ठमूले यः काकपदवान् मनुजो भवेत् ।<br>
शूलरोगात्तस्य मृत्युरित्युचुः केऽपि पंडिताः ॥ २०८ ॥

'કરરેહા' પ્રકરણકારનું સમતિદર્શક વાક્ય—અંગુઠાના મધ્ય ભાગમા જો યોગ્ય ચિન્હ હોય તો તે પુરુષ ભાગ્યશાળી થાય છે અને રાજ્ય પામે છે અને તે ચોરસને જેટલી રેખાઓ સ્પર્શ કરતી હોય તેટલીવાર બધન થાય ધનવૃદ્ધિ રેખા, જેને આયુરેખામાથી પલ્લવરેખાઓ(શાખારેખાઓ)નીકળી હોય તેને ધનવૃદ્ધિ થાય છે આ શાખાઓ ઉર્ધ્વમુખી હોય તો ધનવૃદ્ધિ કરે છે અન્યથા હાની કરે છે જેના અંગુઠાના મૂળ ભાગમા કાકપદ હોય તે પુરુષનુ શૂલરોગથી મૃત્યુ થાય છે એમ કેટલાક પંડિતો કહે છે જેના અંગુઠાના મૂળમા કાકપદ હોય તેનુ શૂળથી મરણ થાય છે ૨૦૫ થી ૨૦૮

अंगूठस्सयहिट्ठा कागपयअं जस्सहोई पुरिसस्स ।
सो पछिममिकाले सुखेणाविवज्जरा पुरिसो ॥ २०९ ॥
कागपय सुलिहयं करयलमज्जंमि दीसए जस्स ।
खिप्पं सोधणमज्जइ नस्सइ खिप्पं तदत्थं ॥ २१० ॥
अधोऽङ्गुष्ठकाद्गोत्ररेखोपरिष्ठाद्यास्तिरःस्थिताः ।
ता रेखाः पददायिन्यो विद्यादायिन्यएव च ॥ २११ ॥

જેમના કરતલમા કાકપદનું ચિન્હ હોય છે તેઓ ધન કમાય છે, અને જલ્દીથી ગુમાવે છે તેમનો કાર્યક્રમ એવોજ ચાલ્યા કરે છે **પદવીરેખા**—અંગુઠાની નીચે અને ગોત્રરેખાની ઉપર જેટલી આડી રેખાઓ હોય તેટલા પ્રમાણમા પદવી લાભ થાય છે અને આ રેખાઓ જ વિદ્યા આપનારી છે ૨૦૯ થી ૨૧૧

कनिष्ठातोह्यायूरेखासम्मुखा यात्ररेखिका ।
सामाग्यरेखा कथिता निर्वेधा सुखकारिणी ॥ २१२ ॥
अङ्गुष्ठेतु यवैर्भाग्यं विद्याचाङ्गुष्ठमूलजैः ।
ऊर्ध्वाकारा पुनः पाणितले रेखा महाश्रियै ॥ २१३ ॥
कणयांगुलिमूलोवरि रेहाऊ जस्सति चत्तारि ।
सो होइ पुत्तभोगी रायाईणंपि नमणिजा ॥ २१४ ॥
जिताउदाहिण करे मूले रेहाउताव जण पुज्जो ।
अह वामतोराजसेवा वणिज धण पुरओ ॥ २१५ ॥
शिवाधस्था धर्मरेखा मध्यात्तु जीवितोन्मुखी ।
कथयेदुदरे पीडामाद्याधःस्था तु दीक्षणम् ॥ २१६ ॥

## શ્રીહસ્તસંજીવન વિમર્શ ૩

**ભાગ્યરેખા**—કનિષ્ઠિકાના મૂળમાંથી નીકળી આયુરેખા ભણી જનારી રેખાને ભાગ્યરેખા કહે છે. આ રેખા જો અખંડ તેમજ કપાયા વગરની હોય તો સુખ આપનારી છે. **મતાંતર**—અંગુઠામાં યવમાળા હોય તો તે ભાગ્યરેખાનું કામ કરે છે. અને અંગુઠાના મૂળમાં યવમાળા હોય તો તે વિદ્યારેખાનું કામ કરે છે. હાથમાં જે ઉર્ધ્વરેખા હોય છે, તે ખરી ભાગ્યરેખા છે. અને તે લક્ષ્મી આપનારી છે. '**કરરેહા**' **પ્રકરણકારનો મત**—કનિષ્ઠિકાના મૂળ ઉપર ત્રણ અથવા ચાર રેખાઓ હોય તો પુરુષ પુત્રવાન્ ધનવાન તથા રાજમાન્ય થાય છે. આ રેખાઓ કનિષ્ઠિકાના મૂળથી શરૂ થઈ ઉર્ધ્વપર્વમાં જવી જોઈએ. આ રેખાઓ જેટલી હોય તેટલી અવસ્થામાં ફળ આપે છે. જો જમણા હાથની કનિષ્ઠિકામાં એક ઉર્ધ્વરેખા હોય તો બાલ્યકાળમાં, બે હોય તો મધ્યાવસ્થા પર્યંત અને ત્રણ હોય તો ત્રણે અવસ્થામાં સન્માન મળે છે. જમણા હાથમાં ન હોય અને ડાબા હાથમાં હોય તો રાજા કે ધનવાન પુરુષોના સેવક તરીકે રહી તે દ્વારા ધનલાભ થાય છે. **ધર્મરેખા ઉદર પીડારેખા**—અનામિકાની નીચે ઉભી રેખા હોય તેને ધર્મરેખા કહે છે. મધ્યમાની નીચે આયુરેખા ભણી જનારી રેખા હોય તો ઉદરપીડા થાય છે. અને તર્જનીની નીચે તીરછી રેખા હોય તો તે દીક્ષારેખા છે. આ રેખાવાળા દીક્ષા લે છે. ૨૧૨ થી ૨૧૬

**अनामिकाद्यपर्वस्था प्रतिरेखा प्रभुत्वकृत् ।**
**ऊर्ध्वा पुनस्तले तस्या धर्मरेखेयमुच्यते ॥ २१७ ॥**

**ધર્મરેખામાં 'વિવેકવિલાસ'કારની સંમતિ**—અનામિકાના પ્રથમ પર્વમાં રહેલી રેખા જો સરલ ન હોતાં વક્ર હોય તો પ્રભુત્વ આપે છે. આ રેખા સરલ ઊભી હોય તો જ તેને ધર્મ રેખા કહે છે. ૨૧૭

**रेखाभ्यां मध्यमस्थाभ्यां प्रोक्तो विपर्ययः ।**
**तर्जनीगृहबंधान्ता रेखा स्यात्सुखमृत्युदा ॥ २१८ ॥**

**અધર્મરેખા**—જો મધ્યમાના મૂળ ભાગમાં ઊભી બે રેખાઓ હોય તો તે દારિદ્રય આપનારી અને અધર્માચરણ કરાવનારી રેખાઓ છે. **સમાધિમરણ રેખા**—જો તર્જની અને ત્રિવેણી (પિતૃમાતૃરેખાનો સંગમ) એ બેની વચ્ચે રેખાઓ હોય તો સુખપૂર્વક મૃત્યુ થાય છે. ૨૧૮

**जेठा अनामिकाणां उज्झाड निग्गया रेहा ।**
**तन्मूलेस पुणेताउ इह धम्म रेहाउ ॥ २१९ ॥**
**तासु उवरितिरिछिन्ना सापूण मग्गतणे भवेरेहा ।**
**अस्फुण पल्लव दीहाइ सिंसेवियायवरा ॥ २२० ॥**

सोहवइवायणारी कणिट्ठिया हिट्ठगयाजस्स ।
उल्मायणामिया एव दठियतोसूरि ॥ २२१ ॥
गत्वा मिलितयोः प्रान्ते द्रव्यपित्रोश्चरेखयोः
गृहवन्धो विनिर्देश्यो गृहभङ्गोऽन्यथा पुनः ॥ २२२ ॥

**કરરેહા પ્રકરણકારનુ વિશેષ કથન**—મધ્યમા તથા અનામિકાના વચ્ચેના ભાગમાથી નીકળેલી રેખા આયુરેખા પ્રત્યે જતી હોય તો તેને વ્રતરેખા કહે છે મધ્યમા અને અનામિકાના મધ્ય ભાગમાથી નીકળતી દરેક રેખા વ્રતરેખા હોય છે **ભિક્ષારેખા**—આ ધર્મરેખાઓના ઉપરના ભાગમા તિરછી રેખા હોય તેને ભિક્ષારેખા કહે છે આ ભિક્ષારેખા જો શાખાઓ વગરની અને લાબી હોય તો મોટી મહારાણીઓ દ્વારા અપાતી ગજ્જવી ભિક્ષા મળે છે જે ભિક્ષુકને કનિષ્ઠિકાના નીચે ભિક્ષારેખા હોય તેને વાચનાચાર્ય (વાચક, પ્રવચનકાર વક્તા ઈત્યાદિ) ની પદવી મળે છે જો ભિક્ષારેખા અનામિકાના નીચે હોય તો ઉપાધ્યાય પદવી મળે છે અને જો કનિષ્ઠિકાના મૂળથી આરભ થઈ મધ્યમાના મૂળ પર્યંત આ રેખા ગઈ હોય તો તે આચાર્ય (મડલેશ્વર)ની પદવી આપે છે જેમના હાથમા ધનરેખા તથા પિતૃરેખાનો (પૂર્વદિશામા) યોગ થએલો હોય છે, તેઓને ઘરવૈભવ (ગૃહસ્થાઈ ભરેલુ જીવન) પ્રાપ્ત થાય છે જો તેમ નથી હોતુ તો તેમનો ઘરવાસ ઉજ્જડ થઈ જાય છે ૨૧૯ થી ૨૨૨

मृत्युरेखां विजानीयात् समुद्रात्करभोन्मुखी ।
तदधोऽपि द्वितीया या ग्रन्थिलं कुरुते जनम् ॥ २२३ ॥
कुल रेहा उवरि मूलं मिय रासिणीइ जा रेहा ।
परदेशे मरणं तणुपइ सदेश मरणं च ॥ २२४ ॥
मृत्युरेखाधस्त्रिवेण्या अन्तरे ग्रंथिलं नरम् ।
करोति निर्गताम्भोधेः सम्मुखी करभस्य सा ॥ २२५ ॥

**મૃત્યુરેખા**—પૂર્વસમુદ્રમાથી નીકળી કરભ પ્રત્યે જનારી રેખાને મૃત્યુરેખા કહે છે આ રેખાની નીચે બીજી રેખા હોય તો તે ભૂતબાધા અથવા સંનિપાત કરનારી રેખા છે **'કરરેહા' પ્રકરણની સંમતિ**—ગોત્રરેખાના ઉપર તર્જનીની નીચે જે રેખા હોય તે જો જાડી હોય તો પરદેશમા મૃત્યુ થાય છે જો આ રેખા પાતળી હોય તો સ્વદેશમા મૃત્યુ થાય છે **'ભોજ'ની સંમતિ**—પૂર્વસમુદ્રમાંથી નીકળેલી અને કરભભણી જનારી રેખા મૃત્યુ રેખા છે આ રેખાવાળા માણસ ભૂતબાધાવાળા થાય છે ૨૨૩ થી ૨૨૫

करभाच्च कनिष्ठाधः स्त्रीरेखांभोधिसंमुखी ।
मित्ररेखापि सैवोक्ता स्फुटिता किंचिदानने ॥ २२६ ॥

**સ્ત્રીરેખા**—કનિષ્ઠિકાની નીચે કરભમાંથી નીકળી પૂર્વસમુદ્ર ભણી જનારી રેખા સ્ત્રીરેખા છે. આ રેખા જો મુખ ભાગમાં કંઈક ફાટેલી હોય તો તેને મિત્રરેખા કહે છે. ૨૨૬

शिवाधस्तनुरेखान्ता तिर्यक्स्था पददायिनी ।
अङ्गुष्ठपितृरेखान्तास्तिर्यग्रेखेति केचन ॥ २२७ ॥

**પદરેખા**—અનામિકાની નીચે અને આયુરેખાની ઉપરના ભાગમાં આડી પડેલી રેખાને પદરેખા કહેવામાં આવી છે. પરંતુ કેટલાકના મતમાં અંગુષ્ઠ અને પિતૃરેખાના મધ્યમાં આડી પડેલી રેખાને પદરેખા કહેવામાં આવી છે. ૨૨૭

समुद्रान्निर्गता गोत्ररेखान्तर्नृपमूलगा ।
वक्राश्वरेखा निर्दिष्टा समा पर्यङ्किका दिशेत् ॥ २२८ ॥

**વાહનરેખા**—સમુદ્રમાંથી નીકળેલી અને અંગુષ્ઠમૂલ તથા ગોત્રરેખાના મધ્યમાં થઈ અંગષ્ઠમૂલ પ્રત્યે જનારી રેખા વાહનરેખા છે. આ રેખા વાંકી હોય તો ઘોડાનું સુખ આપે છે. અને જો સીધી હોય તો પાલખીનું સુખ આપે છે. ૨૨૮

अङ्गुष्ठमूले या ऊर्ध्वरेखा स्त्री संगमप्रदा ।
तिरश्चीना पदरेखा मतमेतत् क्वचिन्मतम् ॥ २२९ ॥

**સ્ત્રીરેખા વિષે મતભેદ**:—અંગુઠાના મૂળમાં જેટલી ઊભી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓ સાથે સંગમ થાય છે. આ સ્થાનમાં આડી પડેલી રેખાઓને કેટલાક (હસ્તબિંબકાર)ના મતમાં પદરેખા કહેવામાં આવી છે. ૨૨૯

गोत्ररेखाधनरेखान्तराले कोशईरितः ।
आयुर्धनानन्तरे भोगो यशोऽङ्गुष्ठपर्वगम् ॥ २३० ॥

ગોત્રરેખા અને ધનરેખાના મધ્યમાં આવેલા સ્થાનને કોશ કહે છે. આયુરેખા તથા ધનરેખાના મધ્યભાગમાં રેખા હોય તેને ભોગરેખા કહે છે. અને અંગુઠાના મૂળપર્વમાં આડી પડેલી લાંબી રેખાને યશરેખા કહે છે. ૨૩૦

तिलोहस्ततले राज्ञो निन्द्यः स वणिजां शुभः ।
ध्वजस्तु वणिजां श्रेष्ठो देशभ्रमणकारणात् ॥ २३१ ॥

**તલલક્ષણ**—રાજાઓના હાથમાં તલ નિંદ્ય છે. જ્યારે વેપારીઓના હાથમાં તે શુભ ગણાય છે. તેમજ વેપારીઓના હાથમાં ધ્વજચિન્હ હોય તો તે અશુભ છે. કારણ તે દેશભ્રમણ કરાવે છે. ૨૩૧

स्निग्धा रेखाङ्गुष्ठमूलान्निर्गता पितृसंगता ।
[illegible]धा रेखा तु करभान्निर्गता कोशसंमुखी ॥ २३२ ॥

યાત્રારેખા વિદ્યારેખા—અંગુઠાના મૂળમાંથી નીકળી પિતૃરેખામા મળેલી રેખા ને યાત્રારેખા કહે છે કરભમાથી નીકળી કોણ પ્રત્યે જનારી રેખાને વિદ્યા- રેખા કહે છે ૨૩૨

विद्यामण्योरंतराले या रेखा वक्ररूपिणी ।
वाणप्रहारं कुरुते समोदरगलव्यथाम् ॥ २३३ ॥

વિદ્યારેખા અને મણિબંધના મધ્યભાગમા આવેલી વાંકી રેખાને બાણરેખા કહે છે આ રેખા હોય તો શસ્ત્ર ઘા થાય છે જો આ રેખા વાંકી ન હોતા સરલ હોય તો તે પેટ અને ગળામા પીડા કરે છે ૨૩૩

करशाखासु मध्यस्थत्र्यंशे या ऊर्ध्वरेखिकाः ।
ता वैरीदुःखसंप्राप्तिसूचिकावामहस्तगाः ॥ २३४ ॥
दक्षिणाङ्गुलिकात्र्यंशे ता मित्रावाप्तिकारिकाः ।
रेखावेधे फल न्यूनं स्फुटत्वेऽतिशयात्फलम् ॥ २३५ ॥
अङ्गुष्ठपृष्ठे या रेखा नखाधः पर्वणि स्मृता ।
तावद्विशतिकामायुर्मृत्युजन्मद्वयं निशि ॥ २३६ ॥
तर्जन्याः पृष्ठभागे या पर्वण्यायतरेखिका ।
तावद्वारं रोगवंधल्केशा निधि तदुद्भवाः ॥ २३७ ॥

શત્રુરેખા—જમણા હાથની આગળીઓના વચલા પર્વમા ઉર્ધ્વરેખાઓ હોય તો તે શત્રુરેખાઓ છે પરતુ જો ડાબા હાથમા તેવી રીતની રેખાઓ હોય તો શત્રુઓ તરફથી લાભ થાય છે જમણા હાથની આગળીઓના મધ્યપર્વમા જો ઉર્ધ્વ- રેખાઓ હોય તો તે મિત્રરેખાઓ છે પરતુ તે રેખાઓ જો પૂર્ણ હોય તો જ પૂર્ણ ફળ મળે છિન્નભિન્ન હોય તો અલ્પ ફળ મળે અંગુઠાના પાછલા ભાગમા યવની નીચે જેટલી રેખાઓ હોય તેટલી વીસો ( એક રેખા બરાબર ૨૦ વર્ષ ) એ હિસાબે આયુર્દા જાણવો આ રેખાઓ સ્પષ્ટ હોય તો મનુષ્યનો જન્મ રાત્રીએ થયો છે, એમ જાણવુ, અને મૃત્યુ પણ રાત્રીએ થશે તર્જનીના પૃષ્ટ ભાગમા જેટલી લાબી રેખાઓ હોય તેટલીવાર રોગ, બધન ઈત્યાદિ ઉપદ્રવો થાય છે અને એ ઉપદ્રવોની શરૂઆત રાત્રીએ થાય છે ૨૩૪ થી ૨૩૭

लक्ष्म्याः पृष्ठांशरेखाभिर्धनं चौर्यादिसंभवम् ।
परदारालंपटत्वं निशिभुक्तिश्रमौ प्रियौ ॥ [illegible] ॥
शिवायाः पृष्ठरेखाभिर्विरतिर्निशि भोजनात् ।
परोपकारधर्मादिस्वप्नं रात्रौ शिवं सदा ॥ २२६ ॥

तारायाः पृष्ठभागेऽपि रेखाभिः क्रूरकर्मकृत् ।
अन्यायोजनपैशून्यं धर्मद्वेषञ्च संभवेत् ॥ २४० ॥

મધ્યમાના પૃષ્ટ ભાગમાં આડી લાંબી રેખાઓ હોય તો ચોરીદ્વારા ધનપ્રાપ્તિ થાય છે. અને પરદારાલંપટ તથા નિશાચરપણાને ચાહનાર થાય છે. અનામિકાની પાછળના ભાગમાં રેખાઓ હોય તો રાત્રીભોજનથી વિરક્તિ હોય છે. અને પરોપકારી તથા કલ્યાણકારી સ્વપ્નોનો જોનાર હોય છે. કનિષ્ઠિકાના પાછલા ભાગમાં રેખાઓ હોય તો ક્રૂર થાય છે. અન્યાય, ચાડીચુગલી તથા ધર્મદ્વેષ કરનાર થાય છે. ૨૩૮ થી ૨૪૦

रेखाविमर्शनफलं गदितं गुरुणाम्
सारस्यमेघविजयं वचनं गृहीत्वा ।
विश्वप्रभोर्भगवतोऽतिशयादमुस्मिन्
वाक्सिद्धिरस्तु सुधियां वरमस्तु सिध्यै ॥ २४१ ॥

આ પ્રમાણે રેખાઓનો વિમર્શ કરી તેમનું ફલ ગુરુઓના વાકયના મર્મને ગ્રહણ કરી કહ્યું છે. અને વિશ્વપ્રભુની કૃપાથી વિદ્વાનોને આ શાસ્ત્રમાં વાક્સિદ્ધિ અને મનોરથપૂર્તિ થાઓ. ૨૪૧

---

## विशेषाधिकारे विंशोपकलक्षणम्

विंशोपकानां विंशत्या धर्मवान् भाग्यवान् धनी ।
मिश्रश्चैकोनविंशत्या तदष्टादशकेऽधमः ॥ १ ॥

## ચોથો વિશેષાધિકાર

વિંશોપકો—જો આંગળીઓના પર્વની રેખાઓ વીસ થતી હોય તો મનુષ્ય ધર્મવાન્ ભાગ્યવાન્ અને ધનવાન્ થાય છે. ઓગણીસ હોય તો મિશ્ર લક્ષણ હોય છે. અને અઢાર હોય તો અધમતા થાય છે. ૧

नखैः कूर्मोन्नतैरक्तैः सपीठैर्दीप्तिसंयुतैः ।
नरा नराधिनाथाः स्युः संहितैः पाटलैः कृशैः ॥ २ ॥
सूर्पाकारैस्तथा भग्नैर्वक्रैः शूक्तिशिरायुतैः ।
प्रस्विन्नैः पांडुरैस्तीक्ष्णैः पुरुषाः स्युः सुदुःखिताः ॥ ३ ॥
वर्तुलैश्च महैश्वर्यं पुष्टैः सुभगोभवेत् ।
स्निग्धैः पीठयुतैस्ताम्रैर्नखैर्भवति भूमिपः ॥ ४ ॥

નખલક્ષણ—નખ જો કાચબાની પીઠની માફક ઉપસેલા, લાલ, અને તેજસ્વી હોય તો મનુષ્ય રાજા થાય છે. ચોંટી ગએલા જેવા, ગુલાબી તેમજ સાંકડા નખનું

પણ ઉપર મુજબ જ ફળ છે જેમના નખ સુપડા જેવા, આગળીઓથી જુદા પડી જતા, વાકાચૂકા, ધોળા ડાઘવાળા, કે ફાટેલા, પરુવાવાળા, પીળચટા તેમજ તીણા હોય તો પુરુષો દુખી થાય છે ગોળ નખ મહાઐશ્વર્યને આપનાગ છે ખીલેલા પુષ્પનખવાળા ભાગ્યશાળી હોય છે તેજસ્વી, પીઠદાર તથા તાબા જેવા લાલ નખોથી માણસ રાજા થાય છે ૨ થી ૪

आवर्त्तादक्षिणाः शस्ताः साङ्गुष्ठाङ्गुलिपर्वसु ।
ताम्रस्निग्धोच्छ्रिखोत्तुङ्गा· पर्वार्धोत्थनखाः शुभा· ॥ ५ ॥
श्वेतैर्यतित्वं मत्स्याभैर्नस्वं पीतैः सरोगिता ।
पुष्पितैर्दुष्टशीलत्वं क्रौर्यं व्याघ्रोपमैर्नखैः ॥ ६ ॥
शूक्त्याभैः श्यामलैः स्थूलै· स्फुटिताग्रैश्च नीलकैः ।
अज्योतिरूक्षैर्वक्रैश्च नखैः पातकिनोऽधमाः ॥ ७ ॥
नखेषु बिन्दवःश्वेताः पाण्योश्चरणयोरपि ।
आगन्तवः प्रशस्ताः स्युरिति भोजनृपोऽभ्यधात् ॥ ८ ॥
तर्जन्यादिनखैर्भग्नैर्जातमात्रस्य तु क्रमात् ।
अर्धत्र्यंशचतुर्थांशाष्टांशाः स्युः सहजायुषः ॥ ९ ॥
अङ्गुष्ठस्य नखे भग्ने धर्मतीर्थरतोभवेत् ।
कूर्मोन्नतेऽङ्गुष्ठनखे नरः स्याद्भाग्यवर्जितः ॥ १० ॥
स्थानद्रव्यादियोगेन शुभमप्यशुभं क्वचित् ।
अशुभं वा शुभं ज्ञेयं सुधियाभ्यासशीलनात् ॥ ११ ॥

વિવેકવિલાસ ગ્રંથના મતે—જમણી ભમરીઓ સારી ગણાય છે આ ભમરીઓ એટલે અંગુઠામા તેમજ આગળીઓના અગ્રપર્વમા જે ગોળ આવર્ત પડતા હોય છે તે અગ્રપર્વના અર્ધ ભાગમાથી શરૂ થતા, લાલ ઉઠાવદાર તેમજ ઉત્તુંગ નખ શુભ ગણાય છે ધોળા નખવાળા યતિ થાય છે માછલા જેવા રગના નખવાળા કે પીળા નખવાળા રોગી થાય છે ફાટેલા નખ એ દુશ્ચરિત્રનું લક્ષણ છે તેમજ વાઘના જેવા નખ એ ક્રૂરતાનુ લક્ષણ છે છીપના જેવા, કાળા, જાડા, અગ્રભાગમાથી ફાટેલા, વાદળી, તેજહીન, રુક્ષ, તેમજ વક્રનખવાળા પાપી અધમ પુરુષો હોય છે હાથ કે પગના નખોમા આગંતુક ધોળા ભીંદુઓ પડે તો (અકસ્માત પડે તો) તે શુભ છે, એમ ભોજરાજા કહે છે તર્જની, મધ્યમા, અનામિકા તથા કનિષ્ઠિકા પૈકી જે આગળીનો નખ જન્મકાળથી ફૂટેલો ફૂટેલો હોય તે આંગળીના પ્રમાણ મુજબ એટલે કે

તર્જની હોય તો ૧/૨ મધ્યમા હોય તો ૧/૩ અનામિકાનો હોય તો ૧/૪ અને કનિનિકા હોય તો ૧/૬ એ પ્રમાણે તેના જે આયુર્દા રેખાઓ દ્વારા નિશ્ચિત થતું હોય તેમાંથી તેટલામો ભાગ હ્રાસ થાય છે. અંગુઠાનો નખ જો ભાગેલો હોય તો મનુષ્ય ધર્મ-તીર્થમાં આસક્તિવાળો થાય છે. અને જો અંગુઠાનો નખ કાચબાની પીઠની માફક ઉન્નત હોય તો મનુષ્ય ભાગ્યહીન થાય છે. **ઉપસંહાર**–ઉપરોક્ત લક્ષણોનું ફળ સ્થાનદ્રવ્યાદિના યોગે કરી શુભ અથવા અશુભ થાય છે. અર્થાત્ કેટલીક વખત શુભ લક્ષણ અશુભસ્થાનમાં અથવા અશુભ લક્ષણની સાથે હોય તો તેનું ફળ મળતું નથી. અને કેટલીક વખત અશુભ લક્ષણ શુભસ્થાન કે શુભલક્ષણના યોગે કરી શુભફળ આપે છે. આથી બુદ્ધિમાન પુરુષોએ વારંવારના અભ્યાસથી ફલના નિષ્કર્ષનો નિર્ણય કરવો. ૫ થી ૧૧

अङ्कुशं कुंडलं चक्रं यस्याः पाणितले भवेत् ।
पुत्रं प्रसूयते नारी नरेन्द्रं लभते पतिम् ॥ १२ ॥
यस्याः पाणितले रेखाप्रासादं छत्रतोरणम् ।
अपि दासकुले जाता राजपत्नी भविष्यति ॥ १३ ॥
मन्दिरं कुंडलं चैव ध्वजचक्रसरोवरम् ।
यस्याः करतले छत्रं सानारी राजसूर्भवेत् ॥ १४ ॥
यस्याः करतले रेखा मयूरं छत्रमीक्ष्यते ।
राजपत्नित्वमाप्नोति पुत्रैश्चसह वर्धते ॥ १५ ॥
पद्मं मालाङ्कुशं छत्रं नन्दावर्त्तः प्रदक्षिणः ।
पाणिपादे भवेद्यस्याः राज्ञोभोग्यात्र सा सुता ॥ १६ ॥
अङ्गुल्यः संहता यस्या नखाः पद्मदलोपमाः ।
मृदुहस्ततला कन्या सानित्यं सुखमेधते ॥ १७ ॥

**સ્ત્રીઓના લક્ષણો સંબંધી વિશેષકથન**—જે સ્ત્રીના હાથમાં અંકુશ, કુંડલ, અગર ચક્ર હોય તે સ્ત્રી રાજરાણી અને પુત્રની માતા થાય છે. જેના હાથમાં મહેલ, છત્ર અને તોરણની રેખાઓ હોય છે, તે દાસના કુલમાં જન્મી હોય તોપણ રાજરાણી થાય છે. મંદિર, કુંડલ, ધજા, ચક્ર, સરોવર અને છત્ર જેના હાથમાં હોય તે સ્ત્રી રાજમાતા થાય છે. જે સ્ત્રીના કરતલમાં મયુર છત્રનું ચિન્હ હોય તે સ્ત્રી રાણી થાય છે. અને પુત્રોની માતા થાય છે. પદ્મ, માળા, અંકુશ, છત્ર અને દક્ષિણાવર્ત નંદાવર્ત હાથમાં કે પગમાં જે સ્ત્રીને હોય તે હલકા કુલમાં ઉત્પન્ન થએલી હોય છતાં રાજાની રાણી થાય છે. જેની આંગળીઓ એક બીજા સાથે વળગી રહેનારી હોય અર્થાત્

આગળીઓ વચ્ચે જગ્યા ન રહેતી હોય, તેમજ જેના નખ પદ્મ પાખડીઓની માફક લાલ રગના હોય અને હાથનુ તળીયું કોમળ હોય તે સ્ત્રી નિત્ય સુખ ભોગવે છે ૧૨ થી ૧૭

आयूरेखाभर्तृरेखाश्वश्रू स्याद्धनरेखया ।
श्वसुरो गोत्ररेखायां स्त्रीणां दक्षिणहस्ततः ॥ १८ ॥

સ્ત્રીના જમણા હાથમા આયુરેખાને ભર્તૃરેખા (પતિની રેખા) જાણવી ધનરેખા સાસુની રેખા અને ગોત્રરેખા સાસરાની રેખા સમજવી ૧૮

धर्मरेखा धर्मकारी दामरेखासु गोधनम् ।
रत्नाकराद्वामहस्ते दाससौख्यञ्चतुष्पदम् ॥ १९ ॥

સ્ત્રીના ડાબા હાથમા-ધર્મરેખા ધર્મકૃત્ય કરાવનારી બને છે રજ્જુરેખા ગોધન આપે છે અને મણિબધ ઉપરથી દાસદાસી તથા ચતુષ્પદના સુખનો વિચાર કરવો ૧૯

भाग्यरेखा वामहस्ते ज्ञेया तत्रैव सन्ततिः ।
सोदरोत्था सपत्नीजा दक्षिणे करभेस्मृता ॥ २० ॥

ડાબા હાથમા ભાગ્યરેખા તથા સતતિ રેખાનો વિચાર કરવો અને ભાઈ તેમજ શોકયનો વિચાર જમણા હાથના કરભમા રહેલી ભાઈભાડુની રેખા ઉપરથી કરવો ૨૦

यदोदरस्थपीडाय रेखा मध्याद्यपर्वगा ।
सचेदत्यविच्छिन्ना गर्भपातं तदा वदेत् ॥ २१ ॥

પુરુષોના હાથમા જે ઉદર પીડાની રેખા મધ્યમાના પ્રથમ પર્વમા કહી છે તે રેખા સ્ત્રીને હોય અને ઘણી જ વિચિત્ર દેખાતી હોય તો તે ગર્ભપાત કરાવે છે ૨૧

सन्तानरेखाप्रान्ते या दीर्घा कोशस्य सम्मुखी ।
व्यापाररेखा तस्याश्च नीचैर्वक्रा विपाशनी ॥ २२ ॥

સ્ત્રીને સતાન રેખાઓની નજીકમા લાબી કોશ ભણી જનારી રેખા હોય તો તે વ્યાપાર રેખા છે આ વ્યાપાર રેખાની નીચે બીજી વક્રરેખા હોય તો તે વિષભક્ષણની રેખા છે ૨૨

पीठे या ऊर्ध्वरेखास्ताजाररेखा उदाहृताः ।
वयस्यादक्षिणे वक्रे कन्दे ज्येष्ठाश्चदेवराः ॥ २३ ॥

નૃપાસન (અગુઠાના હથેળીમા રહેલા ભાગ)મા જે ઉર્ધ્વરેખા હોય તો તે જારરેખા છે જમણા હાથમા જે શોકયની રેખા બતાવી, તે શોકયના અભાવમા સખીની રેખા બને છે અને અગુષ્ઠમૂલમા જેઠ તેમજ દીયરની રેખા હોય છે ૨૩

स्त्रीणामुदग्दिशि मणिर्दक्षिणाशाङ्गुलिस्थिता ।
सौभाग्यं मध्यमाङ्गुल्या निर्णयं नखपर्वणो ॥ २४ ॥

સ્ત્રીઓના હાથમાં મણિબંધ એ ઉત્તરદિશા છે. અને આંગળીઓના મૂળમાં દક્ષિણ દિશા છે. સૌભાગ્ય મધ્યમા આંગળી ઉપરથી વિચારવું. ૨૪

पतिरेखापल्लवैर्वा ताराधोरेखया स्त्रियः ।
सपत्नीसंभवो ज्ञेयः पतिभाग्यन्तु दक्षिणे ॥ २५ ॥

પતિરેખામાં શાખાઓ હોય અથવા કનિષ્ઠકાની નીચેની વિવાહ રેખામાં શાખાઓ હોય તો સપત્ની યોગ થાય છે. જમણા હાથની ભાગ્યરેખા પતિના ભાગ્યનું દ્યોતન કરે છે. ૨૫

दक्षिणैः पल्लवैः पत्युरेखायां प्रीतिरुत्तमा ।
बलवल्लक्षणैर्नार्याः फलं भर्त्तुरिवाङ्गजे ॥ २६ ॥

પતિરેખામાં જમણી બાજુની શાખાઓ હોય તો સ્ત્રીપુરુષ વચ્ચે ઉત્તમ પ્રકારની પ્રીતિ રહે છે. સ્ત્રીનાં બળવાન લક્ષણોનું ફળ પતિને અથવા પુત્રોને મળે છે. ૨૧

यथैव दक्षिणे तद्वत् प्रायो वामेऽपि वीक्ष्यते ।
कृष्णपक्षे प्रजातस्य मुख्यं दक्षिणलक्षणम् ॥ २७ ॥
शुक्लपक्षे वामहस्ते लक्षणं मुख्यमीरितम् ।
अनिर्णये हस्तवीक्ष्या पक्षात्पाण्योः प्रधानता ॥ २८ ॥
स्त्रियः स्त्र्यंशनरस्यापि फलं मुख्यं तु वामतः ।
एवं रात्रौ दिने जातस्त्रीत्रोः केचित्फलं विदुः ॥ २९ ॥

પુરુષના ડાબા હાથનું વર્ણન—જેવી રીતે પુરુષના માટે જમણા હાથનું પ્રાધાન્ય છે, તેવી રીતે કૃષ્ણપક્ષમાં જન્મેલા પુરુષને ડાબા હાથનું પ્રાધાન્ય છે. શુક્લપક્ષમાં જન્મેલા મનુષ્યને જમણા હાથનું જ પ્રાધાન્ય છે. પરંતુ જ્યારે બંને હાથમાં સમાન લક્ષણો હોય, અને મુખ્યામુખ્યનો નિર્ણય ન કરી શકતા હોઈએ, ત્યારે જન્મના પક્ષ ઉપરથી કયા હાથની મુખ્યતા છે, તેનો વિચાર કરી લેવો. સ્ત્રીને તેમજ સ્ત્રીપ્રકૃતિવાળા પુરુષને ડાબો હાથ મુખ્ય છે. જેવી રીતે પક્ષ ઉપરથી મુખ્યામુખ્યનો વિચાર કર્યો, તેવી રીતે જ રાત્રીએ જન્મેલાને ડાબો હાથ અને દિવસે જન્મેલાને જમણો હાથ મુખ્ય છે. એમ કેટલાક આચાર્યો કહે છે. ૨૭ થી ૨૯

द्वादशाब्दानि रेखाणां न तादृक् स्पष्टता भवेत् ।
तत्परं त्रीणि वर्षाणि वामहस्तेक्षणं शिशोः ॥ ३० ॥
वामहस्ते मातृरेखादैर्घ्ये स्त्रीपक्षतो धनम् ।
तथा मातुर्धनं पक्षे तारुण्ये वा विनिर्दिशेत् ॥ ३१ ॥
अपल्लवा न विच्छिन्ना वामायूरेखिका यदा ।

तदा स्त्रिया समं प्रीति· प्राधान्यं स्वगृहे भवेत् ॥ ३२ ॥
स्वश्रूर्वामे मातृरेखा स्वसुरः पितृरेखिका ।
अङ्गुष्ठाच्च माणि यावद्रेखाभिः शालकान् वदेत् ॥ ३३ ॥

બાર વર્ષની ઉમર સુધી રેખાઓનુ સ્પષ્ટિકરણ થતુ નથી તેમજ ત્યારપછીના ત્રણ વર્ષ સુધી પણ બાલકને ડાબા હાથમા જ બધુ વિચારવુ ડાબા હાથમા માતૃરેખા લાંબી હોય તો સ્ત્રીપક્ષ તરફનુ ધન મળે છે અથવા માતા તરફથી કે માતુલપક્ષ તરફથી ધન મળે છે, કે પછી યુવાનીમા પોતાની મેળે ઉપાર્જન થાય છે શાખા વગરની કે છિન્નભિન્ન થયા વગરની ડાબા હાથની આયુરેખા હોય તો સ્ત્રી ઉપર પ્રીતિ રહે છે અને ઘરમા સ્ત્રીની મહત્તા રહે છે ડાબા હાથમાં માતૃરેખા સાસુની રેખા બને છે અને પિતૃરેખા સસરાની રેખા બને છે તેમજ અંગુઠાથી મણિબંધ પર્યંતની રેખાઓ સાળાઓનુ સૂચન કરે છે ૩૦ થી ૩૩

रेखाभिः करभे वामे वणिक् पुत्राश्च सेवका· ।
वाणिज्यं यैः समं मिश्रं कनिष्ठाजीवितांतरे ॥ ३४ ॥
धर्म दीक्षा यशोराज्यं रेखाभिः फलमत्र तत् ।
साहचर्यं स्त्रियस्तत्र तथैव मृत्युरेखया ॥ ३५ ॥
ज्ञेयं विज्ञानचातुर्यं विद्यारेखास्वरूपतः ।
ऊर्ध्वरेखाफलान्यत्र स्त्रीपाणिग्रहणात्परम् ॥ ३६ ॥
अत्रद्वादशराश्यादेस्तथावयवचिन्तनम् ।
प्रागुक्त तत् स्त्रिया ज्ञेयं योगिनां भक्तिकारिणः ॥ ३७ ॥
वामहस्ते दक्षिणास्थाद्वलवद्भोगलक्षणे ।
प्रभुत्वयोगातिशयाद्वाच्यं व्रतविडम्बनम् ॥ ३८ ॥

ડાબા હાથના કરભમા રહેલી રેખાઓ દ્વારા મુનિમ તથા નોકરોનુ જ્ઞાન થાય છે અને કનિષ્ઠિકા તથા આયુરેખાના મધ્યભાગમા રહેલી રેખાઓ ઉપરથી ભાગીદારનો નિશ્ચય થાય છે ડાબા હાથમા રહેલી ધર્મ, દીક્ષા, યશ, રાજ્ય એ રેખાઓ ઉપરથી સ્ત્રીના સાહચર્યથી તે તે રેખાઓનુ ફળ ભોગવાશે તેમ સમજવુ અને મૃત્યુરેખા હોય તો તેનો વિચાર પણ તેવી રીતે કરવો ડાબા હાથમા રહેલી વિદ્યારેખા ઉપરથી વિજ્ઞાન અને ચાતુર્યનો ખ્યાલ કરવો તેમજ ડાબા હાથમા ભાગ્યરેખા હોય તો લગ્ન પછી (સ્ત્રીના આવાગમન પછી) તેનું ફળ મળે છે ડાબા હાથમા પહેલા બતાવ્યું તેમ બાર રાશિઓની યોજના થાય છે તેમજ તેમના ઉપરથી સ્ત્રીના અવયવોનો

ખ્યાલ કરી શકાય છે. યોગી પુરુષને ડાબા હાથની રેખા ઉપરથી ભક્ત સંબંધી વિચાર થાય છે. યોગી પુરુષને જમણા હાથ કરતાં ડાબા હાથમાં ભોગાદિ બળવાન રેખાઓ હોય તો તેનું પ્રભુત્વ વધે છે. પરંતુ તેઓ વ્રતમાંથી ભ્રંશ થાય છે. ૩૪ થી ૩૮

वेधादिदोषाद्रेखाणां कदाचिद्दक्षिणे फलम् ।
विसम्वादे निश्चयात्तत्फलं वामकराङ्कतः ॥ ३९ ॥

જમણા હાથની રેખા કદાપિ છિન્નભિન્ન થવાથી કે બીજા કારણથી ફલ ન આપી શકે તેમ હોય તો ડાબા હાથની રેખા અચૂક ફલ આપે છે. ૩૯

यस्य कृपाणिका शस्त्रं वामे भुजदले भवेत् ।
तस्य स्त्री निष्ठुरा दुष्टा क्रोधान्मारयते पतिम् ॥ ४० ॥

ध्वजे चञ्चलता तस्यास्तुलायां व्यवसायिता ।
चन्द्रे सौम्या पुष्पदाम्ना बहुपुत्रवती वधूः ॥ ४१ ॥

જે પુરુષના ડાબા હાથમાં કૃપાણ કે બીજા શસ્ત્રનું ચિન્હ હોય છે. તે પુરુષની સ્ત્રી નિષ્ઠુર હોય છે. અને ક્રોધમાં આવી પોતાના પતિને મારી નાંખે છે. ડાબા હાથમાં ધ્વજાનું ચિન્હ હોય તો સ્ત્રી ચપળ (ભટકતી) હોય છે. ત્રાજવાનું ચિન્હ હોય તો સ્ત્રી વ્યવસાય કરનારી (વેપાર કરનારી) હોય છે ચંદ્રનું ચિન્હ હોય તો સૌમ્ય હોય છે. અને પુષ્પમાળાનું ચિન્હ હોય તો સ્ત્રી બહુ પુત્રવાળી થાય છે. ૪૦ થી ૪૧

एवं यद्बहुसम्मतं तदुदितं वामेऽपि रेखाफलं
सर्वं चाप्यनया दिशैव सुधिया ध्येयं विधेयं धिया ।
औन्नत्यं समुदेति मेघविजयाद्यस्मादकस्माच्छ्रियं
नित्याभ्यासविलासलभ्यमसकृत्तल्लक्षणान्वीक्षणात् ॥ ४२ ॥

**ઉપસંહાર**—આ રીતે જે બહુ ગ્રંથકારોને સંમત છે, તે ડાબા હાથની રેખાઓનું ફળ પણ મેં કહ્યું. આ રીતે જ બધું વિચારીને બુદ્ધિમાન પુરુષે ફળની યોજના કરવી. અને આવા જ્ઞાનના નિત્યના અભ્યાસ, મનનથી વારંવાર મળી આવતાં લક્ષણોના જોવાથી અકસ્માત **મેઘવિજય** થવાથી (મેઘ ચઢી આવવાથી) જલનો અભ્યુદય (વૃદ્ધિ) થાય છે, તેમ લક્ષ્મીની વૃદ્ધિ થાય છે. ૪૨

श्रीसामुद्रिकभावदद्भुतरसं गम्भीरमध्यासितं
नानाकारमहार्थभासुरमणिज्योतिर्भिरुद्भासितम् ।



चित्रिणी Chitrini

ॐ ह्रीं श्रीं पार्श्वनाथाय नमः

## महत्तम श्रीदुर्लभ विरचित

# अथ सामुद्रिकतिलकम् ।

श्रीपतिनाभिप्रभवः कनकच्छायः प्रयच्छतु शिवं वः ।
कल्पादिसृष्टिहेतुः पद्मासनसांश्रितो देवः ॥ १ ॥

## श्री सामुद्रिकतिलक

સુવર્ણના જેવા, કલ્પાદિ સૃષ્ટિના હેતુ અને શ્રીમાન **નાભિરાજ**થી ઉત્પન્ન થએલ પદ્માસનમાં રહેલા દેવ શ્રી **આદિનાથ** તમારૂં કલ્યાણ કરો. ૧ જુઓ ચિત્ર નં. ૨૩

स्फुरदेकलक्षणमपि त्रैलोक्यलक्षणं वपुर्यस्याः ।
अविकलशब्दब्रह्म ब्राह्मी सा देवता जयति ॥ २ ॥

જેમાં એકજ લક્ષણ સ્ફૂરાયમાન થઈ રહ્યું છે, છતાં જે એકજ આખા ત્રિલોકનાં સંપૂર્ણ લક્ષણો તુલ્ય છે, એવા શરીરવાળી, સ્વસ્થ પરબ્રહ્મરૂપ **બ્રાહ્મી (સરસ્વતી)** નામની દેવતા જય પામો. ૨ જુઓ ચિત્ર ૨૪



चित्र नं २३



चित्र नं. २४

पुरुषोत्तमस्य लक्ष्म्या समं निजौत्संगमधिशयानस्य ।
शुभलक्षणानि दृष्ट्वा क्षणं समुद्रः पुरा दध्यौ ॥ ३ ॥
भोक्ता त्रिखण्डभूमेर्भेक्ता मधुकैटभादिदैत्यानाम् ।
रूपवशीकृतयाऽसौ क्षणमपि न वियुज्यते लक्ष्म्या ॥ ४ ॥
इहेक्षणलक्षणयुतं तदपरमपि हंत भजति श्रीः ।
विपरीतलक्षणयुतास्त्रिजगत्यपि किङ्करो भवति ॥ ५ ॥

પોતાના ઉત્સગ (ખોળા) મા લક્ષ્મીની સાથે સુઈ ગ્હેલા પુરુષોત્તમ (વિષ્ણુ) ના શુભ લક્ષણો જોઈ સમુદ્રે પહેલા કોઈ એક વખતે એક ક્ષણ વિચાર કર્યો (હતો) (કે) ત્રિખડ પૃથ્વીનો ભોક્તા અને મધુકૈટભાદિ દૈત્યોનો મારનાર આ વિષ્ણુ તેના રૂપથી વશ કરાએલી લક્ષ્મીથી એક ક્ષણ માટે પણ જુદો પડતો નથી (લક્ષ્મી તેના રૂપથી એવી વશ થઇ ગઈ છે, કે એક ક્ષણ માટે પણ તેને છોડતી નથી) (તેમજ) આવી નજર તથા લક્ષણવાળા બીજા પુરુષોને પણ લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને આનાથી ઉલટા લક્ષણવાળો સર્વત્ર ચાકર જ બને છે ૩-૪-૫

अथ चेह मध्यलोके सकलेष्वपि सत्सु जंतुजातेषु ।
मर्त्यः प्रधानजातो यदाख्यया मर्त्यलोकोऽयम् ॥ ६ ॥
उत्पत्तिः स्त्रीमूला तस्या अपि ततः प्रधानमेषापि ।
क्रियते लक्षणमनयोर्यदि तदिह स्याज्जनोपकृतिः ॥ ७ ॥
इत्थं विचिन्त्य सुवरे स्वहृदि समुद्रेण सम्यगवगम्य ।
नृस्त्रीलक्षणशास्त्रं रचयांचक्रे तदादि तथा ॥ ८ ॥

સ્વર્ગ, મર્ત્ય અને પાતાલ એ ત્રણ ખડો પૈકી વચલા મર્ત્ય ખડમા બધા પ્રાણીઓમા મર્ત્ય (મનુષ્ય) મુખ્ય છે, અને તેના નામ ઉપરથીજ આ (વચલો ખડ) મર્ત્ય લોક કહેવાય છે આ મર્ત્ય (મનુષ્ય) ની ઉત્પત્તિ સ્રીથી થાય છે અને સ્રીની પુરુષથી થાય છે તેથી તેની (સ્રીની) પણ મુખ્યતા છે જો આ બેના લક્ષણો (ની પરીક્ષાનુ શાસ્ત્ર) કરૂ તો મનુષ્યો માટે તે ઉપકારક થશે આ પ્રમાણે વિચાર કરી પોતાના હૃદયાન્તરમા સારી રીતે જાણી (નિશ્ચય કરી) ને સમુદ્રે પુરુષ અને સ્રીના લક્ષણોનુ શાસ્ત્ર બનાવ્યું આ આદિ શાસ્ત્ર થયું ૬-૭-૮

तदापि नारदलल्लकवराहमाण्डव्यषण्मुखप्रमुखैः ।
रचितं क्वचित्प्रसङ्गात्पुरुषस्त्रीलक्षणं किञ्चित् ॥ ९ ॥
तदनन्तरमिह भुवने ख्यातं स्त्रीपुंसोर्लक्षणज्ञानम् ।
दुर्बोधं तन्महदिति जडमतिभिः खण्डतां नीतम् ॥ १० ॥
श्रीभोजनृपसुमन्तप्रभृतीनामग्रतोपि विद्यन्ते ।
सामुद्रिकशास्त्राणि प्रायो गहनानि तानि परम् ॥ ११ ॥
कृतानिचपुनः पिण्डीकृत्याखिलानितान्यधुना ।
तं शुभाशुभमिह किंचिद्वच्मि संक्षेपात् ॥ १२ ॥

सामुद्रमङ्गलक्षणमिति सामुद्रिकमिदं हि देहवताम् ।
प्रथममवाप्य समुद्रः कृतवानिति कीर्त्यते कृतिभिः ॥ १३ ॥

તેમજ **નારદ, લક્ષ, વરાહમિહિર, માંડવ્ય, કાર્તિકસ્વામી** આદિ ઋષિઓ, આચાર્યો તથા દેવતાઓએ ક્વચિત્ ક્વચિત્ પ્રસંગ ઉપસ્થિત થતાં પુરુષ-સ્ત્રીલક્ષણ-શાસ્ત્રની થોડી ઘણી રચના કરી છે. ત્યારબાદ સ્ત્રી અને પુરુષના લક્ષણોનુ આ શાસ્ત્ર જગતમાં પ્રસિદ્ધ થયું, (પણ) તે મોટું તેમજ દુર્બોધ હોવાથી મૂર્ખ લોકોએ તેને છિન્નભિન્ન કર્યું. શ્રી **ભોજરાજ, સુમન્ત** ઈત્યાદિ મહાપુરુષોનાં **સામુદ્રિકશાસ્ત્રો** અગાઉ રચાએલાં છે, પરંતુ લગભગ તે બધાં ગહન છે. (આથી) છિન્નભિન્ન થએલાં તે પ્રાચીન શાસ્ત્રોને એકત્ર કરી (તેમના આધારે) સંક્ષેપમાં શુભાશુભ (લક્ષણોવાળું) **સામુદ્રિકશાસ્ત્ર** (હું પણ) કહું છું. વિદ્વાન્ પુરુષો કહે છે, કે સર્વ પ્રથમ **સમુદ્રે** આ (જ્ઞાન) મેળવી શાસ્ત્ર બનાવ્યું, તેથી દેહધારીઓના અંગનાં લક્ષણો ઉપર રચાએલું આ શાસ્ત્ર **સામુદ્રિક** નામથી ઓળખાય છે. ૯ થી ૧૩

ऊरू जठरमुरः स्थलबाहुयुगं पृष्ठमुत्तमाङ्गं च ।
इत्यष्टाङ्गानि नृणां भवन्ति शेषाण्युपाङ्गानि ॥ १४ ॥
पूर्वभवान्तरजनितं शुभमशुभमिहापि लक्ष्यते येन ।
पुरुषस्त्रीणां सद्भिर्निगद्यते लक्षणं तदिह ॥ १५ ॥
देहवतां तद्बाह्याभ्यन्तरभेदेन जायते द्विविधम् ।
वर्णस्वरादिबाह्यं पुनरन्तः प्रकृतिसत्त्वादि ॥ १६ ॥
आद्यं तदाश्रयतया निखिलेष्वपि लक्षणेषु शारीरम् ।
मनुजानां तस्मादिह वक्ष्यामि तदेव मुख्यतया ॥ १७ ॥
शरीरावर्तगतिच्छायास्वर गन्धवर्णसत्त्वानि ।
इत्यष्टविधं हयवत्पुरुषस्त्रीलक्षणं भवति ॥ १८ ॥
इह तावदूर्ध्वमूलो नरकल्पतरुर्भवेदधः शाखः ।
पादतलात्तदिदानीं शारीरं लक्षणं वक्ष्ये ॥ १९ ॥

મનુષ્યોને બે સાથળો, પેટ, છાતી, બે હાથ, પીઠ, માથું એ આઠ અંગો છે, અને બાકીનાં ઉપાંગો છે. આ જન્મમાં જેના ઉપરથી પુરુષો અને સ્ત્રીઓના પૂર્વ ભવમાં ઉત્પન્ન કરેલા શુભાશુભનુ જ્ઞાન કરી શકાય છે, તેને સારા પુરુષો લક્ષણ કહે છે. આ લક્ષણના પ્રાણીઓના માટે બાહ્ય અને આભ્યન્તર નામના બે ભેદ થાય છે,

રૂપ, અવાજ ઈત્યાદિ બાહ્ય વિભાગમા છે, જ્યારે પ્રકૃતિ, સત્વ આદિ આભ્યન્તર છે બધા લક્ષણો બાહ્ય લક્ષણ શરીરના આધારે હોવાથી મનુષ્ય માટે બાહ્ય લક્ષણો જ મુખ્ય છે, અને તેવી તેનેજ મુખ્યતયા કહીશ ઘોડાની માફક પુરુષ અને સ્ત્રીને શરીર, ભમરી, ગતિ, છાયા, સ્વર, ગધ, વર્ણ (રગ) અને સત્વ (પ્રભાવ) આ પ્રમાણે આઠ પ્રકારના લક્ષણો હોય છે આ મૃત્યુલોકમા ઉપર મૂળ અને નીચે શાખાઓવાળુ પુરુષ રૂપી કલ્પતરૂ (વૃક્ષ) છે તેથી તે નરકલ્પતરૂનું પગના તળીઆ (શાખાઓ, રોમ, ત્યા)થી આરભી શરીર નામના લક્ષણને કહુ છુ ૧૪ થી ૧૯

आदौ पदस्य तलमथ रेखांगुष्ठांगुलीनखं पृष्ठम् ।
गुल्फौ पार्ष्णी जंघायुगलं रोमाणि जानुयुगम् ॥ २० ॥
ऊरू तथा कटितटस्फिग्युग्मं तदनुपायुरथ मुष्कौ ।
शिश्नस्तन्मणिरेतो मूत्रं शोणितमथो बस्तिः ॥ २१ ॥
नाभिः कुक्षी पार्श्वे जठरं मध्यं ततश्च वलयोस्मिन् ।
हृदयमुरः कूचचूचुकयुग्मं जत्रुद्वयं स्कन्धौ ॥ २२ ॥
अंसौ कक्षे बाहू पाणियुगं तस्य मूलपृष्ठतलम् ।
मीनाद्याकृतिरेखांगुलीकं नखाः क्रमशः ॥ २३ ॥
पृष्ठं कृकाटिकाथ ग्रीवा चिबुकं संकूर्चहनुगण्डम् ।
वदनोष्ठदशनरसना तालु ततो घंटिका हसितम् ॥ २४ ॥
नासाक्षुतमक्षियुगं पक्ष्माणि ततो निमेषरुदिते च ।
भ्रूशङ्खकर्णभालं तल्लेखा मस्तकं केशा· ॥ २५ ॥
इत्यापादतलकेशप्रान्तमिहानुक्रमेण शारीरम् ।
अङ्गोपाङ्गविभक्तं लक्षणविद्भिर्नृणां ज्ञेयम् ॥ २६ ॥

સર્વ પ્રથમ પગના તળીઆ, પછી અનુક્રમે પગના તળીઆની રેખાઓ, અગુઠો, આગળીઓ, નખ, (પગની) પીઠ, ઘુટી, પાની, જાગ, જાગ ઉપરના વાળ, ઢીચણ, સાથળ, કમર, થાપા, ગુદા, વૃષણ, શિશ્ન, શિશ્નનો (અગ્રભાગ) મણિ, વીર્ય, મૂત્ર, લોહી, પેડુ, નાભિ, કુક્ષી, પડખા, જઠર, પેટનો મધ્ય ભાગ, પેટ ઉપરની ત્રિવલ્લી, હૃદય, છાતી, સ્તન, સ્તનાગ્ર, બે હાસડી, બને ખભા, ખભાના અગ્રભાગ, બગલ, (ખભાથી પોચા સુધી) બાહુ, હાથના પોચા, હથેળી, હાથનો પૃષ્ઠ ભાગ, હથેળીમા રહેલી મત્સ્યાદિ વિવિધ ચિન્હો બતાવતી રેખાઓ, આગળીઓ, નખ, પીઠ (બરડો)

કૃકાટિકા (કાંધ) ગળું, દાઢીનો અગ્રભાગ, મૂછ, દાઢી, ગંડસ્થલ, મોં, હોઠ, દાંત, જીભ, તાળવું, હૈડીયો, હાસ્ય, નાક, છીંક, આંખ, પાંપણો, નિમેષ રુદન, ભ્રૂ, કાન, કપાળ, કપાળમાં પડતી રેખાઓ, માથું, માથાના વાળ, આ પ્રમાણે પગથી લઈ શિખા પર્યંત અંગ અને ઉપાંગથી વિભકત થએલું શરીર (નામનું પહેલું) લક્ષણ લક્ષણજ્ઞ (સામુદ્રિકશાસ્ત્રજ્ઞ) પુરુષોએ જાણવું. ૨૦ થી ૨૬

अस्वेदमुष्णमरुणं कमलोदरकान्ति मांसलं श्लक्ष्णम् ।
स्निग्धं समं पदतलं नृपसंपत्तिं दिशति पुंसाम् ॥ २७ ॥
पादचरस्यापि चरणतलं यस्य कोमलं तत्र ।
पूर्णस्फुटोर्द्ध्वरेखा स विश्वम्भराधीशः ॥ २८ ॥
वंशच्छिदे कुपादं द्विजहत्यायै विपक्वमृत्सदृशम् ।
पीतमगम्यारतये कृष्णं स्यान्मद्यपानाय ॥ २९ ॥
पाण्डुरमभक्ष्यभक्षणकृते तलं लघुदरिद्रतायै स्यात् ।
रेखाहीनं कठिनं रूक्षं दुःखाय विस्फुटितम् ॥ ३० ॥
तलमन्तः संक्षिप्तं स्त्रीकार्ये मृत्युमादिशति पुंसाम् ।
रोगाय विगतमांसं मार्गाय ज्ञेयमुत्कटकम् ॥ ३१ ॥
रेखाः शंखच्छत्रांकुशकुलिशशशिध्वजादिसंस्थानाः ।
अच्छिन्ना गम्भीराः स्फुटास्तले भागधेयवताम् ॥ ३२ ॥
ताः शंखाद्याकृतयः परिपूर्णा मध्यभेदतो येषाम् ।
श्रीभोगभाजनं ते जायन्ते पश्चिमे वयसि ॥ ३३ ॥
ता गोधासैरिभजंबुकमूषककाककंकसमाः ।
रेखाः स्युर्यस्य तले तस्य न दूरेऽतिदारिद्र्यम् ॥ ३४ ॥

પરસેવા વગરનું, ઉષ્ણ, લાલાશવાળું, કમલગર્ભ જેવી કાન્તિવાળું, માંસલ, મૃદુ, સ્નિગ્ધ, અને સરખું પગનું તળીયું મનુષ્યોને રાજસંપત્તિનો અધિકારી બનાવે છે. જે પગપાળો ફરતો હોય છતાં પગનું તળીયું કોમળ હોય અને તેની ઉપર સ્પષ્ટ પૂરેપુરી ઉર્ધ્વરેખા હોય તો તે રાજા હોય છે. ખરાબ લાગતા પગ વંશચ્છેદ કરે છે. પકવેલી માટી જેવો પગના તળીઆનો રંગ હોય તો તે દ્વિજહત્યા કરે છે. પીળા તળીઆવાળો અગમ્યાગમન કરે છે, અને કાળા રંગના તળીઆવાળો મદ્યપાન કરે છે.

या मंडूककुक्षिर्भवति न्यग्रोधमंडला युवतिः ॥
सा सूते सुतमेकं सोपि पुनश्चक्रवर्ती स्यात् ॥ ४५ ॥
भालस्थले त्रिशूलं विलोक्यते देवनिर्मित यस्याः ॥
तस्याः स्वामित्वं स्याद्भुवने वनितासहस्राणाम् ॥ ४६ ॥
या हरिणाक्षी हरिणग्रीवा हरिणोदरी हरिणजंघा ॥
जातापि दासवंशे सा युवतिर्भवति नृपपत्नी ॥ ४७ ॥
मधुपिंगाक्षी स्निग्धा श्यामांगीराजहसगतिनादा ॥
अष्टौ जनयति पुत्रान्धनधान्यविवर्धिनी तन्वी ॥ ४८ ॥
पीवरनितम्बबिम्बा पीवरवक्षोजमण्डला बाला ॥
पीवरकपोलपाली सा सौभाग्यान्विता युवतिः ॥ ४९ ॥
रक्तातालुनखरसना रक्तोष्ठी रक्तपाणिपादतला ॥
रक्तनयनान्तगुह्या धनधान्यसमन्विता वनिता ॥ ५० ॥
पृथुनयना पृथुजघना पृथुवक्षाः पृथुकटिः पृथुश्रोणिः ॥
पृथुशीला च पुरध्री सुपूजिता जायते जगति ॥ ५१ ॥
मृदुरोमा मृदुगात्री मृदुकोपा मृदुशिरोरुहा रमणी ॥
मृदुभाषिणी अगण्यैः पुण्यैरसाद्यते सद्यः ॥ ५२ ॥
जानुयुगं जंघाद्वयमपि लगति परस्परेण यस्याः ॥
उत्कृष्टकामिनी या सा सौभाग्यान्विता रमणी ॥ ५३ ॥
दीर्घमुखी दीर्घाक्षी दीर्घभुजा दीर्घमूर्द्धजा तन्वी ॥
दीर्घांगुलिका प्राप्नोत्यायुर्दीर्घं सुखोपेतम् ॥ ५४ ॥
वृत्तमुखी वृत्तकुचा वृत्तप्रसृतोरुजानुगुल्फयुगा ॥
वृत्तग्रीवानाभिर्वृत्तशिरा जायते धन्या ॥ ५५ ॥
व्यक्ता भवंति रेखा मणिबंधे कंठदेशके नूनम् ॥
पूर्णास्तिस्रो यस्या नृपस्य सा जायते जाया ॥ ५६ ॥

જે સ્ત્રીની કુક્ષી દેડકા જેવી હોય, અને વડના ઝાડની માફક ફેલાઈ ગએલા અંગવાળી એટલે કે ગંભીર અને વિશાળ લાગતી હોય તો તે સ્ત્રી એકજ પુત્રનો જન્મ આપે છે. પણ તે પુત્ર ઘણો મોટો યશસ્વી બને છે. જે સ્ત્રીના કપાળની અંદર કુદરતી ત્રિશુલનો આકાર માલુમ પડી આવતો હોય, તે સ્ત્રી ઘણી દાસીઓની માલિક થાય છે. હરણ જેવી આંખ, ગ્રીવા, પેટ અને જાંઘવાળી સ્ત્રી ગરીબ ઘરમાં જન્મી હોય છતાં પણ રાજરાણી થાય છે. મધના જેવી પીળચટી આંખવાળી, ભીનાવાનવાળી અને શ્યામા તેમજ રાજહંસના જેવી ગતિવાળી સ્ત્રી ધનધાન્યને વધારનારી તથા આઠ પુત્રોની માતા થાય છે. પુષ્ટ નિતંબ, સ્તન તથા કપોળવાળી સ્ત્રી સૌભાગ્યશાલિની થાય છે. જે સ્ત્રીનાં તાળવું, નખ, જીભ, ઓઠ, હથેળી, પગનું તળીયું તથા આંખના ખુણા લાલ રંગના હોય તે સ્ત્રી ધનધાન્યથી પરિપૂર્ણ રહે છે. જે સ્ત્રીની આંખ, જાંઘ, સ્તન, કમર, અને પેઢું એ અવયવો પુષ્ટ (વિશાળ) હોય તે સ્ત્રી કુટુંબમાં શ્રેષ્ટ થાય છે. જેનાં રૂંવાટાં, ગાત્ર, તથા માથાના વાળ મૃદુલ હોય અને જેની વાણી પણ મૃદુ હોય, તેવી સ્ત્રી કોઈ ભાગ્યશાળી પુરુષને જ પુણ્યયોગે પ્રાપ્ત થાય છે. જે સ્ત્રીના સાથળ તથા પગની જાંઘો એકબીજાને ઘસાતી હોય તેવી શ્રેષ્ઠ સ્ત્રી સૌભાગ્યને ભોગવે છે. મોં, આંખો, હાથ, માથાના વાળ, તથા આંગળીઓ જેને લાંબી હોય તે સ્ત્રી લાંબુ સુખી જીવન ગુજારે છે. મુખ, સ્તન, જાનુ, સાથળ, ઢીંચણ, ગ્રીવા, નાભિ તથા મસ્તિષ્ક આટલાં અંગ જેનાં ગોળ હોય તે ઉત્તમ સ્ત્રી હોય છે. જે સ્ત્રીના મણિબંધ અથવા તો કંઠ પર સ્પષ્ટ રેખા હોય તે સ્ત્રી રાણી થાય છે. ૪૫ થી ૫૬

उत्तप्तस्वर्णरुचिरा तनुत्वचा सकलकोमलावयवा ॥
लब्धसमुदायशोभा प्रायः श्रीभाजनं सुदृशी ॥ ५७ ॥

જેનો રંગ તપાવેલા સોના જેવો લાગતો હોય, જેની ચામડી પાતળી અને મુલાયમ હોય, જેના દરેક અવયવ કોમળ માલુમ પડતા હોય તે સ્ત્રી લક્ષ્મીની ભોગવનાર સમજવી. ૫૭

पद्मिन्यथ हस्तिन्यथ शंखिनी चित्रिणीं च भेदेन ॥
वनिता चतुष्प्रकारा क्रमेण तल्लक्षणं वयं ब्रूमः ॥ ५८ ॥

स्निग्धश्यामलकान्तिस्तिलकुसुमाकारसुभगनासिकायस्याः ॥
त्रिवलीतरंगमध्या वृत्तकुचा स्निग्धकृष्णकचा ॥ ५९ ॥

पद्ममुखी मधुगंधा पद्मायतलोचना प्रियालापा ॥
बिम्बोष्ठी हंसगतिर्ह्रस्वरतिः पद्मिनी भवति ॥ ६० ॥

સ્ત્રીઓના પદ્મિની હસ્તિની, શંખિની અને ચિત્રીણી એવા ચાર ભેદ પ્રાચીનાચાર્યોએ કહ્યા છે તે બતાવીએ છીએ જે સ્ત્રીની આકૃતિ સ્નેહાળ, ચીકણી, નિલકમળવત્ શ્યામ હોય, જેનુ નાક તલના ફુલના જેવુ હોય, જેના ઉદર પર ત્રણ વલ્લી પડતી હોય, સ્તન ગોળ હોય, ચીકણા કાળા વાળ હોય, કમળની માફક ખીલેલુ મુખ હોય, શરીરમાથી મીઠી ( માદક ) સુગધી આવતી હોય, કમળની પાખડીની માફક લાબી આખ હોય, અવાજ મધુર અને કર્ણપ્રિય, ગતિ હસના જેવી અને હોઠ લાલ રગના હોય તેવી સ્ત્રી પદ્મિની કહેવાય છે, અને તેની ધર્મ ઉપર રુચિ હોય છે ૫૮ થી ૬૦

स्थूलदशना सुमध्या गद्गदनादा मदोत्कटा चपला ॥
ह्रस्वोरुभुजग्रीवाजघा वादित्रगीतरति· ॥ ६१ ॥
स्निग्धतरसंगकेशी पीनोन्नतविपुलवृत्तकुचकलशा ॥
मत्तमतंगजगमना मदगन्धा हस्तिनी भवति ॥ ६२ ॥

મોટા દાતવાળી, કમરમાથી પાતળી, ગદ્ગદ્ અવાજવાળી, મદોન્મત ગતિવાળી અને ચપળ, સાથળ, હાથ, ગળુ તથા જાઘ એ ચારે અવયવ ટુકા હોય, ગાયન વાદનમા અભિરુચિ ધરાવતી હોય, વાકડીયા કાળા વાળ હોય, પુષ્ટ અને દેખાઈ આવતા ગોળ સ્તન હોય, તેમજ મદોન્મત લાગતી હોય, તે સ્ત્રી હસ્તિની ગણાય છે ૬૧-૬૨

विषमकुचा विषगंधा दीर्घप्रस्तृतोरुनासिकानयना ॥
तनुकेशी खरचित्ता शखरवा शंखिनी योषित् ॥ ६३ ॥

જે સ્ત્રીના સ્તન એક બીજા સાથે સરખા પ્રમાણવાળા ન હોય, કમળના પુષ્પ જેવી સુગધી ધરાવતી હોય, લાબા અને ફેલાઈ ગએલા સાથળ, નાક તથા આખો હોય, વાળ ટુકા હોય, ચિત્ત કઠોર હોય, અવાજ પણ કાનને કઠોર લાગે તેવો ( શખનાદ ) જેવા હોય તે શખિની સ્ત્રી કહેવાય છે ૬૩

तुङ्गपयोधरभारा विचित्रवस्त्रा प्रियात्रलालापा ॥
सुक्षारगन्धनिचिता चित्राक्षी चित्रिणी गदिता ॥ ६४ ॥

જેના સ્તન ઉપસી આવેલા હોય, ચિત્ર વિચિત્ર વસ્ત્રોને ધારણ કરતી હોય, વળી અસ્તવ્યસ્ત અનબદ્ધ વાર્તાલાપ કરતી હોય, જેના શરીમાથી ક્ષારમિશ્રિત સુગધ આવતો હોય, અને જેની આખો અતિશય ચપળ હોય, તેવી સ્ત્રી ચિત્રિણી કહેવાય છે ૬૪

कपिलविलोचनललनां कपिलकचां कपिलरोमराजिचिताम् ॥
कपिलावयवां बालां सन्त· शंसंति न प्रायः ॥ ६५ ॥

विपुलमुखी विपुलकचा विपुलाक्षी विपुलकर्णपदा ॥
विपुलांगुलिका प्रायो भर्तृघ्नी जायते योषित् ॥ ६६ ॥
कृष्णाक्षी कृष्णाङ्गी कृष्णनखी कृष्णरोमराजिकचा ॥
कृष्णौष्ठतालुरसना सा नियतं कृष्णचारित्रा ॥ ६७ ॥
लम्बललाटी लम्बग्रीवा लम्बोष्ठनासिका न शुभा ॥
लम्बपयोधरबाला लंबस्फिग्लम्बरमणमणिः ॥ ६८ ॥
निःसरति वदनकुहरल्लाला यस्याः सदा शयानायाः ॥
स्मेरे किञ्चिन्नेत्रे सा बाला कथ्यते कुलटा ॥ ६९ ॥
यदि नाभ्यावर्त्तवले रेखाहीनं पृथूदरं यस्याः ॥
दुःखाद्याकुलचित्ता सा युवतिर्जायते सततम् ॥ ७० ॥

ચંચળ અને ધૂમાડીયા રંગની આંખો, ધૂમાડીયા રંગના વાળ, રૂંવાટાં તથા જેના અવયવો મેલા માલુમ પડતા હોય તેવી સ્ત્રી સારી ગણાતી નથી. મોં, વાળ, આંખો, કાન તથા પગ અને આંગળીઓ જેને પહોળી રહેતી હોય તે સ્ત્રી પોતાના પતિનો ઘાત કરે છે. જેનાં આંખ, અવયવ, નખ, વાળ, રૂંવાટાં, ઓઠ, તાળવું અને જીભ કાળા રંગનાં હોય છે, તે સ્ત્રી કૃષ્ણચરિત્રા એટલે ભયંકર કૃત્ય કરનારી હોય છે. લલાટ, ગળું, ઓઠ, નાક, સ્તન તથા પગના થાપા અને ગુહ્યાંગ જેને લાંબા હોય તેવી સ્ત્રી સારી હોતી નથી. જે સ્ત્રીને ઉંઘતાં મોંઢામાંથી લાળ પડતી હોય, અને આંખો કંઈક ઉઘાડી રહી જતી હોય તે સ્ત્રી કુલટા હોય છે. જે સ્ત્રીના પેટ ઉપર વલ્લી ન હોય અને નાભિ ભમરી લેતી ઊંડી પેસી ગએલી હોય તે સ્ત્રી દુઃખથી વ્યાકુલ ચિત્તવાળી (દુર્ભાગ્યવાળી) હોય છે. ૬૫ થી ૭૦

प्रसभं प्रसरति बाष्पं प्रहसंत्या नेत्रकोणयोर्यस्याः ॥
लाला च मुखात्तस्याः कौतस्त्या शीलरक्षा स्यात् ॥ ७१ ॥
युगपद्भवन्ति यस्या दुर्गन्धाः श्वासमूत्रवपुर्ऋतवः ॥
साक्षादेव कुठारी सा वंशविकर्तिनी वनिता ॥ ७२ ॥
यस्याः स्फुटं हसंत्याः कपोलयोः कूपकौ स्याताम् ॥
नयने नितांतचपले सा भर्तृघ्नी भवत्यसती ॥ ७३ ॥

यान्त्या स्वैरं यस्या दैववशात्पटपटायते वसनम् ॥
सा सततमेव कलयति रमणी कल्याणवैकल्यम् ॥ ७४॥
सर्वेऽस्थिसंधिबंधा यस्या गमनेन विकटिकायन्ते ॥
सुतमपि पतिं चिकीर्षति सा संगतयौवनं युवतिः ॥ ७५ ॥
अपराङ्गं रोमयुतं पूर्वाङ्गं रोमविरहितं यस्याः ॥
भवति विपरीतमथवा भयंकरा सा पिशाची च ॥ ७६ ॥
फल्गुप्रचारशीला निष्कारणदङ्निरीक्षणप्रगुणा ॥
निष्फलबहुलालापा सा नारी दूरतस्त्याज्या ॥ ७७ ॥
अतिह्रस्वमुखा धूर्ता दीर्घमुखा दुःखभागिनी वनिता ॥
शुष्कमुखी वक्रमुखी सा सौभाग्यैश्वर्यसुखहीना ॥ ७८ ॥
यस्याः कपिला वृत्ता निरंतरा वपुषि रोमराजिः स्यात् ॥
जाता पितृपतिगोत्रे सा भुवि भजते भुजिष्यात्वम् ॥ ७९ ॥
सततं विस्पष्टमानाखरोच्चकटुकस्वरा स्फुरद्भ्रुकुटिः ॥
स्वच्छंदाचारगतिः सा स्याद्रहिता निरंतरं लक्ष्म्या ॥ ८० ॥

જેને હસતા નેત્રના ખુણામાંથી આસુ ટપકતા હોય અને મોઢામાંથી લાળ નીકળતી હોય તે સ્ત્રી વ્યભિચારિણી હોય છે જે સ્ત્રીના શ્વાસ, મૂત્ર, શરીર અને ઋતુ (સ્રાવ) એ દરેક દુર્ગંધવાળા હોય, તે સ્ત્રી વંશનો ઉચ્છેદ કરે છે જે સ્ત્રીને હસતા ગડસ્થળ ઉપર ખાડા પડતા હોય, અને આંખો ચંચળ રહેતી હોય તે સ્ત્રી દુરાચારિણી અને પતિનો ઘાત કરનારી હોય છે જે સ્ત્રીને ચાલતા કપડાંનો ફડફડાટ વતો હોય તે સ્ત્રી શુભ ફળ ભોગવી શકતી નથી જે સ્ત્રીને ચાલતા અંગપ્રત્યંગ દરેકમાંથી અવાજ થતો હોય તે સ્ત્રી કામાતુર રહે છે અને પોતાના પુત્રથી પણ કામોપભોગની ઇચ્છા રાખ્યા કરે છે જે સ્ત્રીના ઉપરના ભાગમાં રૂવાટા ન હોય અને નીચેના ભાગમાં હોય તે સ્ત્રીને રાક્ષસી જેવી જાણવી જે સ્ત્રી હેતુ વગર રખડવાની આદતવાળી હોય, અને કારણ વગર અહીં તહીં નજર ફેરવ્યા કરતી હોય, વળી નિરર્થક બહુ બોલ્યા કરતી હોય તે તજવા યોગ્ય છે જેનુ મો એકદમ નાનુ હોય છે, તે ધૂર્ત હોય છે અને એકદમ લાંબા મુખવાળી દુખી થાય છે તેવી જ રીતે તદ્દન સુક્કા મો વાળી અગર વાંકા મુખવાળી સ્ત્રી સૌભાગ્ય, ધન તથા સુખથી વર્જીત રહે છે જેના શરીર ઉપર

બધેજ બદામી રંગના વાળ હોય તે સ્ત્રી સારા કુટુંબમાં ઉત્પન્ન થએલી, અને સારા કુટુંબમાં પરણાવવામાં આવી હોય તો પણ દાસી થઈ પૃથ્વી ઉપર ભટક્યા કરે છે. જે સ્ત્રીને બોલતાં ગધેડાની માફક ઘોંઘાટ થાય, તેમજ ભ્રમરો ઉંચી નીચી થતી હોય, તે સ્ત્રી સ્વચ્છંદી અને નિર્ધન થાય છે. ૭૧ થી ૮૦

उत्कंटकं सांगुलिकं पाणितलपादतलद्वयं यस्याः ॥
राजान्वयजातापि त्याज्या दूरादपि प्रमदा ॥ ८१ ॥
अतिह्रस्वा द्राघिष्ठाथ वा तनिष्ठांगनास्थविष्ठा वा ॥
रूपिण्यपि विश्वस्मिन्सा स्पष्टमनिष्टदा भवति ॥ ८२ ॥
पादौ यस्याः स्फुटितौ रोमशाचिपिटांगुली गूढनखौ ॥
वा कच्छपपृष्ठ नखौ सा नारी दुःखदरिद्रताहेतुः ॥ ८३ ॥
विकलांगी व्याधियुता शुष्कांगी वामना तथा कुब्जा ॥
नीचान्वयजा रमणी परिहरणीया सुरूपाऽपि ॥ ८४ ॥
निशि सुप्ता या सततं पिनष्टि दशनान्परस्परं नारी ॥
यत्किञ्चिदपि प्रलपति सा न च शस्ता सुलक्षणाऽपि ॥ ८५ ॥
काकमुखी काकाक्षी काकरवा काकजंघिका नारी ॥
काकगतिश्चेष्टा स्यान्नूनं दारिद्र्यदुःखवती ॥ ८६ ॥
सततं कोपाविष्टा स्तब्धांगी चंचला महाबाहुः ॥
अतिकृशकरपादयुगा न कदाचन मंगला प्रमदा ॥ ८७ ॥
अंगुष्ठेन विरहिता यस्याः करपादांगुलीमिलिताः ॥
सा दारिद्र्यवती स्याद्युवतिर्यदि वा न दीर्घायुः ॥ ८८ ॥
कपिवक्त्रा कपिनेत्रा कपिनासा कपिकटिर्या च ॥
कपिकर्णा रोमशापि प्रतीपकृज्जायते प्रायः ॥ ८९ ॥

જે સ્ત્રીનો પોંચો, પગનું તળીયું અને આંગળીઓ ખરબચડાં હોય તે સ્ત્રી ઉત્તમ કુલમાં જન્મી હોય તો પણ તજવા યોગ્ય છે: જે સ્ત્રી અતિશય ટુંકી (ઠીંગણી) અથવા અતિશય લાંબી, અતિશય પાતળી અથવા જાડી હોય તે સ્ત્રી સ્વરૂપવતી હોય

છતા પણ ખરાબ ફળ આપે છે જે સ્ત્રીના હાથપગ ફાટેલા રહેતા હોય, આગળીઓ વાળવાળી તથા ચપટી રહેતી હોય, આગળીઓના નખ ટુકા હોય અથવા કાચબાની પીઠ જેવા ઉપસેલા નખ હોય તે સ્ત્રી દુખ અને દારિદ્રયનુ કારણ જાણવુ જે સ્ત્રીને ઉઘમા દાત કચકચાવવાની ટેવ હોય અને બકવાની આદત હોય, તે સ્ત્રી બીજા શુભ લક્ષણો હોય, છતા પણ પસદ કરવા લાયક નથી હોતી જેના મુખ, આખ, અવાજ, જાઘ, ગતિ અને ચેષ્ટા કાગડાના જેવા હોય તે સ્ત્રી દારિદ્રયવાળી અને દુખી થાય છે સદાકાળ ખીજાએલી રહેતી, અક્કડ અવયવોવાળી, ચચળ તથા લાબા અને એકદમ પાતળા હાથપગવાળી સ્ત્રી કદાપિ ભલુ કરી શકતી નથી જે સ્ત્રીને હાથપગની આગળીઓમા કજા અગુઠો જુદો પડતો હોય, બાકીની ચારે આગળીઓ એક બીજા સાથે ચોટેલી રહેતી હોય, તે સ્ત્રી દરિદ્ર થાય છે, અથવા અલ્પાયુ થાય છે જેના મુખ, નેત્ર, નાક, કમર, કાન અને રૂવાટા વાદરાના જેવા હોય તે સ્ત્રી ઉલટુ જ કરનાર ( અવળચડી ) હોય છે ૮૧ થી ૮૯

नगविहगनदीनाम्नी वृक्षलतागुल्मनामिका नारी ॥
नक्षत्रग्रहनाम्नी न रंज्यते स्वैरिणी पत्या ॥९०॥
शक्रसुरासुरनाम्नी पुंनाम्नी गगननामिका नियतम् ॥
भीषणनाम्नी रमणी स्वच्छन्दा जायते प्रायः ॥९१॥

જે સ્ત્રીનુ નામ પર્વત, પખી, નદી, વૃક્ષ, વેલી, કુજ, નક્ષત્ર યા ગ્રહના નામ ઉપરથી ( જેમકે પાર્વતી, હસા, ગગા, માલતી, રોહિણી, ચદ્રા ઈત્યાદિ ) નામ હોય તે સ્ત્રી સ્વૈરિણી હોય છે અને તે કામુક પણ વિશેષ હોઈ પતિથી સતુષ્ટ રહેતી નથી જે સ્ત્રી ઈન્દ્ર, દેવતાઓ, રાક્ષસો, પુરુષો અથવા આકાશના નામ જેવા નામવાળી હોય છે, તે અને ભયકર નામવાળી સ્ત્રી પ્રાય સ્વચ્છદી નીકળે છે ૯૦-૯૧

इह भवति मृगीवडवाकरिणीभेदेन कामिनी त्रेधा ॥
तासां लक्षणमधुना दिङ्मात्रमनूद्यते क्रमशः ॥९२॥
यस्याः षडङ्गुलं स्यादष्टाङ्गुलं वा सरोजमुकुलाभम् ॥
नार्या वराङ्गमयं निगद्यते सा मृगी युवति ॥९३॥

મૃગી, વડવા ( ઘોડી ) તથા હસ્તિની એમ ત્રણ ભેદ સ્ત્રીઓના થાય છે તે ભેદોના લક્ષણ દિડ્માત્ર ક્રમપૂર્વક અહી ઉતારીએ છીએ જે સ્ત્રીઓની યોનિની ઉડાઈ છ આગળકે આઠ આગળ હોય, યોનિ કમળની કળી જેવી લાગતી હોય તે મૃગી જાતિની સ્ત્રી કહેવાય છે ૯૨-૯૩

यस्या नवदशकाङ्गुलमेकादशांगुलं सा वडवा ॥
द्वादशत्रिदशाङ्गुलकं यदि करिणी कथिता ॥ ९४ ॥

જેની યોનિની ઉંડાઇનું પ્રમાણ નવ દશ કે અગિયાર આંગળનું હોય તે વડવા, અને બાર કે તેર આંગળની ઉંડાઇવાળી સ્ત્રી હસ્તિની જાતિની ગણાય છે. ૯૪

प्रायेण मृगीवडवाकरिणीनां जायते सह मृगाद्यैः ॥
प्रीतिस्सहजा मनुजैर्यथाक्रमं संप्रयुक्तानाम् ॥ ९५ ॥

ઘણું ખરૂં મૃગી, વડવા અને હસ્તિની સ્ત્રીઓને અનુક્રમે શશ, વૃષ અને હય જાતિના પુરુષો સાથે યોગ થયો હોય તો તેમના વચ્ચે સહજ પ્રીતિ થાય છે. ૯૫

कामस्य सततवसतिस्ततो जगति कामिनीति विदिता स्त्री ॥
द्वादशवर्षादूर्ध्वं कामो विस्फुरति पुनरधिकः ॥ ९६ ॥
तत्कारणं तु यौवनमनन्तरं सुभ्रुवो भवन्त्येते ॥
छेकोक्तिनयनलीलानितम्बबिम्बास्तनोद्भेदाः ॥ ९७ ॥

કામદેવનું નિત્યનું નિવાસ સ્થાન હોવાથી જગતની અંદર સ્ત્રી કામિની નામે ઓળખાય છે. સ્ત્રીઓમાં બાર વર્ષની ઉંમર પછી કામની વૃદ્ધિ ઝડપથી થવા માંડે છે. કામની વૃદ્ધિ થવાનું કારણ યૌવન છે. અને યૌવન આવતાં જ વ્યંગોક્તિ, આંખના ચાળા, નિતંબ અને સ્તનની વૃદ્ધિ થવા માંડે છે ૯૬–૯૭

गर्भाधाने रजसः शुक्राधिक्येन योषितां तनया ॥
हीनेन पुनस्तनयो भवति समत्वयोर्युगलम् ॥ ९८ ॥
नारीणामपि तद्वत्स्नेहः क्षेत्राणि संहतिर्ज्ञेया ॥
तेषां यतो विशेषो वितर्कितः कोपि नास्माभिः ॥ ९९ ॥
शुभलक्षणाधिरूपाधिकापि विख्यातगोत्रजातापि ॥
सौभाग्यभाग्यभागपि न शुभा दुश्चारिणी रमणी ॥ १०० ॥
वृत्तं च लक्ष्म वृत्तं रूपं वृत्तं समग्रसौभाग्यम् ॥
वृत्तं गुणादिकं यत्तद्वृत्तं शस्यते सुदृशाम् ॥ १०१ ॥
अपि दुर्लक्षणलक्ष्मा महार्थता शीलसंयुता जातिः ॥
शीलेन विना वनिता न शुभाशुभलक्षणवृत्तापि ॥ १०२ ॥

संत्यपि यत्राकृतयस्तत्र गुणाः सततमेव निवसंति ॥
रुपाधिका पुरंध्री वृत्तादिगुणान्विता प्रायः ॥ १०३ ॥

ગર્ભાધાન થતા સ્ત્રીઓના રજનુ પ્રમાણ વધારે હોય તો છોકરીનો જન્મ થાય છે રજ ઓછુ હોય ( અને વીર્ય વધારે હોય ) તો પુત્ર જન્મ થાય છે અને બને સરખા હોય તો પુત્ર પુત્રીનુ જોડકુ જન્મે છે અથવા નપુસક જન્મે છે પુરુષોની માફક સ્ત્રીઓને સ્નેહ ક્ષેત્ર આદિ મસુક હોય છે પરતુ સ્ત્રી અને પુરુષો વચ્ચે તે કારણોને લઈ ખાસ વિશેષ ફળ અમારી કલ્પનામા આવ્યું નથી ( તે કારણો દ્વારા બનેને સરખુ ફળ મળે છે ) શુભલક્ષણો અને સૌદર્ય ખુબ હોય, ગોત્ર ( કૂળ ) પણ વિખ્યાત હોય, ભાગ્યશાળી હોય, પરતુ જો સ્ત્રી દુરાચરણી હોય તો તે ખરાબ જાણવી લક્ષણ, રૂપ, અને સમગ્ર સૌભાગ્ય એ બધુ જ જો શુણ સારા હોય તો જ સ્ત્રીઓ માટે શુભ ગણાય શરીર ઉપર ( દુર્ભાગ્યદ્યોતક ) ખરાબ ચિન્હો હોય, પરતુ સ્ત્રી જો શીલવતી હોય તો તે મહાભાગ્યવતી જાણવી કારણ શીલ વગરની સ્ત્રી સારા લક્ષણોવાળી હોય તો પણ નકામી છે જો કે જ્યા શુભ આકૃતિ હોય ત્યા ગુણો પણ હોય છે જ એટલે કે રૂપાળી સ્ત્રી ( ક્વચિત અપવાદ સાથે ) ઘણું ખરૂ ગુણવાળી પણ હોય છે ૯૮ થી ૧૦૩

शुभसंस्थानवृतादपि सुदृशां प्रायः प्रशस्यते वर्ण ॥
येनैता वर्णिन्यस्तस्मात्तल्लक्षणं वक्ष्ये ॥ १०४ ॥
पंकजकिञ्जल्काभ· स्त्रीणां नवतप्त कनकभंगानिभः ॥
चंपककुसुमसमान· स्निग्धो गौरः शुभो वर्णः ॥ १०५ ॥
नवदूर्वांकुरतुल्यो स्मेरश्यामोऽर्जुनप्रसूनाभ ॥
कान्त· श्यामो वर्ण सौभाग्यं सुभ्रुवां तनुते ॥ १०६ ॥
शुद्धोऽपि मध्यम· स्यात्कृष्णः सुस्निग्धगजजलच्छाय· ॥
वायसतुंडविडंबी पुनर्जघन्यो घनविरुक्ष· ॥ १०७ ॥
द्युतिमान् यो हरितालस्तमिस्त्रानिभो नीलो भवेद्विवर्ण· ॥
श्यामासन्निभवर्णो लावण्यगुणाधिकं स्त्रीणाम् ॥ १०८ ॥
प्रव्रजितापि प्रायो न पाण्डुरोका स्याच्छुभाचारा ॥
कपिलातिगौरवर्णा न शस्यते मिश्रवर्णापि ॥ १०९ ॥

શરીરનાં શુભ લક્ષણો કરતાં સ્ત્રીઓનો વર્ણ વધારે ફળ આપે છે. અને તેથી જ તે (સ્ત્રીઓ) વર્ણિની કહેવાય છે. માટે વર્ણનાં લક્ષણ કહીશ. કમળના ગર્ભ જેવો અથવા તપાવેલા સુવર્ણ જેવો કે કેશરી ચંપાના ફૂલ જેવો સ્નિગ્ધ ગૌરવર્ણ (રંગ) શુભ છે. નવી ઉગેલી દૂર્વા જેવો શ્યામ અથવા અર્જુન (સાદડ)ના ફૂલ જેવો ચમકીલો શ્યામવર્ણ સ્ત્રીઓના સૌભાગ્યની વૃદ્ધિ કરે છે. કાળો રંગ શુદ્ધ કાળો હોય તો તે મધ્યમ છે. આ કાળો રંગ હાથી અથવા પાણીના સરોવરની છાયા જેવો હોવો જોઈએ. જો કાગડાના માથા જેવો કાળો રંગ હોય તો તે બહુ જ કદરૂપો લાગે છે, તેમજ અધમ છે. વાંદરાના બચ્ચા જેવો કે રાત્રીના અંધકાર જેવો અથવા દેવચકલી જેવો શ્યામ રંગ હોય તો તે લાવણ્ય અને ગુણની વૃદ્ધિ કરે છે. પાંડુ રંગવાળી સ્ત્રી સંન્યાસિની થઈ હોય છતાં સચ્ચારિત્ર નથી હોતી તેમજ કપિલ વર્ણની યા એકદમ સફેદરંગની કે મિશ્રરંગની સ્ત્રી પણ સારી-નથી હોતી. ૧૦૪ થી ૧૦૯

वरवर्णिन्यपि न शुभा गतगंधा कर्णिकारकलिकेव ॥
तस्या गंधांस्तद्वत्तल्लक्षणं ब्रूमहे तस्मात् ॥ ११० ॥
जातीचंपकविचिकिलशतपत्रीबकुलकेतकीतुल्यः ॥
स्वेदः श्वासादिभवः प्रशस्यते योषितां गन्धः ॥ १११ ॥
गन्धः सर्वांगीणो मृगनाभीसन्निभो भवति यस्याः ॥
सा योषिदग्रमहिषी विहीनरूपापि भूमिपतेः ॥ ११२ ॥
ऋतुमत्या अपि यस्या विलसति गंधस्तिलप्रसूनाभः ॥
सुरभिद्रव्यसमानः सा सुभगत्वान्विता वनिता ॥ ११३ ॥
तुंबीकुसुमसुगन्धा कटुगन्धा या रसोनगन्धा या ॥
सा न कदाचन गर्भं सुदुर्भगा कामिनी धत्ते ॥ ११४ ॥
या हरितालीगन्धा मिश्रवसामांसपूतिसमगन्धाः ॥
अत्युग्रदुष्टगन्धाः सुभगा न सुरूपवत्योऽपि ॥ ११५ ॥

જો સ્ત્રી શુભ લક્ષણવાળી વરવર્ણિની હોય, તો પણ ગંધરહિત હોય તો તે વર્જ્ય છે. માટે સ્ત્રીઓનો ગંધ અને તેનાં લક્ષણ કહીએ છીએ. જે સ્ત્રી શિયાળામાં ઉષ્ણ, ઉનાળામાં શિતળ અને પ્રતિક્ષણ પતિને અનુકૂળ રહેતી હોય, તેવી શ્યામા સ્ત્રી વરવર્ણિની કહેવાય છે. શ્વાસ, પરસેવો ઈત્યાદિ કારણોથી જે સ્ત્રીના શરીરમાંથી જુઈ, ચંપો, સેવંતી, બકુલ, કેવડાના જેવી સુગંધી નીકળતી હોય, તે સ્ત્રી ઉમદા

ગણાય છે જેના શરીરમાંથી કસ્તુરીના જેવો સુગંધ નીકળે તે વિરૂપ હોય તો પણ પટરાણી થાય છે જે સ્ત્રી ઋતુકાળમાં પણ તલના ફૂલના જેવો સુગંધ ધરાવતી હોય અથવા ઘી જેવા સુગંધવાળી હોય, તે સ્ત્રી સૌભાગ્યશાલિની થાય છે જે સ્ત્રીના શરીરમાંથી તુબડીના ફૂલ જેવો યા કડવો કે લમણ જેવો ગંધ નીકળતો હોય, તે સ્ત્રી કદાપિ ગર્ભ ધારણ કરી શકતી નથી સુંદર સ્ત્રીનો પણ જો હરતાલ, મામ કે ચરબી જેવો યા અપ્રિય ગંધ હોય, તો તે ખરાબ ફળ આપે છે અને જો અતિશય ઉગ્ર દુર્ગંધ નીકળતો હોય તો તે એકદમ ખરાબ છે ૧૧૦ થી ૧૧૫

आवर्तो नारीणां प्रदक्षिणो पाणिपल्लवे व्यक्तः ॥
धर्मधनधान्यकारी न जातु शस्त· पुनर्वाम· ॥ ११६ ॥
नाभ्यां श्रुतियुगले वा दक्षिणवलिता· शुभास्त्वगावर्ता· ॥
चूडावर्तोऽपि पुन· प्रशस्यते दक्षिण शिरसि ॥ ११७ ॥
दक्षिणभागे स्त्रीणामावर्तो भवति पृष्ठवंशस्य ॥
सौभाग्यकर सुव्यक्तो वामविभागे पुनर्न शुभः ॥ ११८ ॥
अन्तःपृष्ठं यस्या नाभिसमो भवति दक्षिणावर्तः ॥
चिरजीविन्यास्तस्या बहून्यपत्यानि जायन्ते ॥ ११९ ॥
शकटाभो भगमूले यस्या· स्निग्ध· प्रदक्षिणावर्तः ॥
सा भवति भूपपत्नी पुत्रवती सुरभसौभाग्या ॥ १२० ॥
आवर्त कटिमध्ये यस्या· संभवति सुह्यमध्ये च ॥
पत्युरपत्यानामपि विपातन वितनुते सापि ॥ १२१ ॥
पृष्ठावर्तद्वितयं यस्याः सुव्यक्तमुदरवेधेन ॥
सा हत्वा भर्तारं दु·शीला जायते प्रायः ॥ १२२ ॥
दक्षिणवलित· स्त्रीणामावर्त कण्ठकन्दले व्यक्तः ॥
वैधव्यदुःखदौर्भाग्यदायको न हि प्रशस्यः स्यात् ॥ १२३ ॥
सीमन्तपथप्रान्ते ललाटमध्ये च जायते यस्या ॥
आवर्त सुव्यक्त सा दु·शीलाऽथ वा विधवा ॥ १२४ ॥

मध्ये कृकाटिकाया वक्रावर्तः प्रदक्षिणो यस्याः ॥
वर्षेणैकेन पतिं हत्वा सान्यं समाश्रयते ॥ १२५ ॥
एको द्वौ वा मस्तकमध्ये यस्याः प्रदक्षिणो नियतम् ॥
सा हन्ति पतिं पापा दशदिवसाभ्यन्तरेणैव ॥ १२६ ॥
कट्यावर्ता कुटिला नाभ्यावर्ता पतिव्रता सततम् ॥
पृष्ठावर्ता निन्द्या भर्तृघ्नी जायते योषित् ॥ १२७ ॥

**ભમરીઓ:**—જો સ્ત્રીના જમણા હાથ ઉપર પ્રદક્ષિણ માર્ગની ભમરી હોય, તો તે સ્ત્રી ધનધાન્ય અને ધર્મને વધારનારી થાય છે. ડાબા હાથમાં હોય તો તેનું ફળ વિપરીત જાણવું નાભિ, બંને કાન તથા માથામાં જમણી ભમરી શુભ ફળ આપે છે. કરોડની જમણી બાજુના ભાગમાં ભમરી હોય તો સૌભાગ્યદાતા નીકળે છે. અને ડાબી બાજુ હોય તો અશુભ ફળ આપે છે જો કરોડની ઉપર જ ઊંડી (નાભિની માફક) ભમરી હોય તો તે સ્ત્રીને દીર્ઘાયુઃ તથા ઘણી સંતતિની પ્રાપ્તિ થાય છે. સ્ત્રીના ગુહ્યાંગના મૂળમાં ચોકડીના જેવી સ્નિગ્ધ ભમરી હોય તો તે ભાગ્યશાળી પુત્રવતી તથા રાજપત્ની થાય. સ્ત્રીના ગુહ્યાંગના મધ્યમાં, કમરમાં અને પેટના મધ્ય ભાગમાં ભમરીઓ હોય તો તે સ્ત્રી કુલનો નાશ કરનારી અને વ્યભિચારિણી નીવડે છે. જે સ્ત્રીને પીઠ ઉપર અને પેટ ઉપર એમ બે ભમરીઓ હોય તે પતિનો નાશ કરી દુશ્ચરિત્રા થાય છે કંઠ પ્રદેશમાં પણ (જમણી) ભમરી વૈધવ્ય અને દુઃખ આપનારી નીવડે છે. કપાળમાં તથા વાળની પાંથીના ભાગમાં ભમરો હોય તો તે પણ વૈધવ્ય અને દુઃખ આપે છે. જો સ્ત્રીની ગરદન ઉપર (જમણી) ભમરી હોય તો તેના લગ્ન બાદ એક જ વર્ષમાં તે વિધવા થાય છે, અને પછી તરત જ પુર્નલગ્ન કરે છે. જે સ્ત્રીના માથામાં એક અથવા બે ભમરી હોય તે પણ ખરાબ છે. અને તેવી સ્ત્રીઓ (વિવાહકાળમાં જ) વિવાહ પછી દશ દિવસમાં જ વિધવા બને છે. જે સ્ત્રીની કમરમાં ભમરી હોય તે પતિનો નાશ કરનારી અને નાભિમાં ભમરી હોય તે પતિવ્રતા થાય છે. ૧૧૬ થી ૧૨૭

आपद्यपि संपद्यपि मुक्तमना दुःखमनोत्सुकेयम् ॥
अपगतविषादहर्षा हतशोकोत्साहनिःसत्त्वा ॥ १२८ ॥
सत्त्वोपेता प्रायः सदया सत्या स्थिरा गभीरा च ॥
कौटिल्यशल्यरहिताहितकल्याणा भवति नारी ॥ १२९ ॥

આપત્તિમાં અને સંપત્તિમાં જે સ્ત્રીનાં મન કબજે રહેતાં નથી. અથવા પ્રત્યેક

ક્ષણે દુખની ચિંતા કર્યા કરતી હોય જેનો હર્ષ અને શોક ટકી શકતા ન હોય, અને જે દરેક બાબતને નિરાશ રહેતી હોય તેને નિસ્સત્ત્વ જાણવી ગત્ત્વવાળી સ્ત્રી પ્રાય દયાવાળી, સત્યવાદી, સ્થિર પ્રકૃતિ, ગભીર, કુટિલતા વગરની, હિતાહિત સમજનારી તથા કલ્યાણની વાચ્છનાવાળી રહે છે ૧૨૮-૧૨૯

नारीणामनुनादः शुभस्वर· कामलाकलामन्द ॥
श्रुतिपथगतापि नियत जगतोपि मनः समादत्ते ॥ १३० ॥
वीणावेणुनिनादाः कोकिलहंसस्वरा पयोदरवाः ॥
केकिध्वनयो भुवने भवंति ललना नृपतिपत्न्य· ॥ १३१ ॥
गतकौटिल्यमदीन स्निग्धं दाक्षिण्यपुण्यमकठोरम् ॥
सकलजनसांत्वनकर भाषितमिह योषितां शस्तम् ॥ १३२ ॥
नारीविभिन्नकांस्यक्रोष्टृखरोलूककाककंकरवा ॥
दुःखबहुशोकशंकावैधव्यव्याधिभाग्भवति ॥ १३३ ॥
विस्फुटतश्च श्रोतुः स्वस्त्ययनकरः शुभस्वरो मधुरः ॥
संक्रांताधरपल्लवसुधारसच्छद इव स्त्रीणाम् ॥ १३४ ॥

સ્વર —સ્ત્રીનો અવાજ જો કોકિલાના કૂજનની માફક હોય તો તેના ફક્ત અવાજથી જ તે ( આંખોથી જોયા વગર જ ) સાભળનારાના મનને વશ કરી લે છે વીણા, વેણુ ( વાસળી ), કોયલ, હ સ, મેઘ અથવા મોરના જેવા અવાજવાળી સ્ત્રીઓ રાજપત્નીઓ થાય છે જે સ્વરની અ દર કાપટ્ય નથી, દીનતા નથી, પ્રેમાળપણું છે, ચતુરતા છે, અને જેને સાભળવા માત્રથી ચિત્તને સાન્ત્વન મળે છે, તે અવાજ વખાણવા લાયક છે કાંસીજોડાના ( એ નામના વાદિત્રના જેવો પણ કહી શકાય ) જેવો, શિયાળ, ગધેડુ, ઘુવડ, કાગડો અને કકપક્ષીના જેવો જેનો અવાજ હોય, તે સ્ત્રી વિધવા થાય છે અને અનેક પ્રકારના દુ ખ તથા અપવાદને સહન કરે છે સ્પષ્ટ અને સાભળનારનું કલ્યાણ કરનાર, મધુર અને અધરોષ્ઠના સ્પર્શથી જાણે સુધાયુક્ત હોય તેવો અવાજ સારો ગણાય છે ૧૩૦ થી ૧૩૪

मत्तसंनिभेन पदा मदमत्तमतंगहंसगतितुल्या ॥
सुभगा गतिः सुललिता विलसति वसुधेशपत्नीनाम् ॥ १३५ ॥
गोवृषभनकुलमृगपातिमयूरमार्जारगामिनी नियतम् ॥
सौभाग्यैश्वर्ययुता भाग्यवती भोगिनी भवति ॥ १३६ ॥

मंडूकघूकवृकबकजंबुकशुभक्रोष्टुसरटकापिगतयः ॥
दौर्गत्यदुःखसहिता जायन्ते युवतयः प्रायः ॥ १३७ ॥
ह्रस्वप्लुतानुविद्धा लसत्पदाभ्यन्तराबला वाह्या ॥
स्तब्धा मंदा विषमा लघुक्रमा शोभना न गतिः ॥ १३८ ॥
निःस्वा विलम्बितगतिर्विषमा न सा योषित् ॥
दासी कुरंगगमना कुलटा द्रुतगामिनी भवति ॥ १३९ ॥

ગતિઃ—મદોન્મત્ત હાથીની માફક મદપૂર્વક પગ પડતો હોય, અને હંસની માફક ગાત્રોનું હલનચલન થતું હોય, તેવી રીતની ચાલવાની ટેવવાળી સ્ત્રીઓ રાણી-પદને ભોગવે છે. ગાય, બળદ, નોળીઓ, સિંહ, મોર તથા બિલાડાના જેવી ગતિ હોય તો તે સ્ત્રી સૌભાગ્ય, ઐશ્વર્ય અને વૈભવ ભોગવનારી થાય છે. દેડકો, ઘુવડ, વરૂ, બગલો, શિયાળ, કાચંડો અને વાંદરાના જેવી ચાલવાળી સ્ત્રી દુર્ભાગ્યવાળી હોય છે. સ્ત્રીઓની ટુંકાં ડગલાંવાળી, જેમાં શરીર ઉછળતું માલુમ પડે તેવી કુદકા મારતી તાલબદ્ધ, વચ્ચે વચ્ચે રોકાતી, બહુ જ ધીમી, અસ્તવ્યસ્ત, તથા બહુ જ ઉતાવળી ગતિ હોય તો તે સ્ત્રીઓ સારી ગણાતી નથી. વચ્ચે વચ્ચે રોકાઈ જનારી ગતિવાળી સ્ત્રી નિર્ધન થાય છે. વિષમ ગતિવાળી સ્ત્રી, સ્ત્રીનાં લક્ષણોથી રહિત હોય છે. હરિણની માફક કુદકા મારતી ગતિવાળી સ્ત્રી દાસી થાય છે. અને અતિશય જલદી ચાલનાર વ્યભિચારિણી થાય છે. ૧૩૫ થી ૧૩૯

छादयति लक्षणानि स्त्रीणामग्रे तदुच्यते छाया ॥
लावण्यं सौभाग्यं तां लक्षणवेदिनो ब्रुवते ॥ १४० ॥
वस्त्वतिरिक्तं किंचन महाकवीनां यथा गिरा स्फुरति ॥
अंगे दक्षा तद्वत्मनोहरा लवणिमा छाया ॥ १४१ ॥
सौभाग्यं छायैव प्रमुखा निखिलेषु लक्ष्मसु स्त्रीणाम् ॥
यदभावे भुवि वनिता पांचालीवन्न भोगार्हा ॥ १४२ ॥
चित्तचमत्कृतिजननी हृदि संतापं तनोति जगतोऽपि ॥
या दृष्टापि स्पष्टं सा छाया शस्यते सुदृशाम् ॥ १४३ ॥
यस्याः सर्वाङ्गीणा विराजते हंत लवणिमा च्छाया ॥
चित्रमिदं सा जगति माधुर्यं समधिकं दधते ॥ १४४ ॥

यदि सौभाग्यच्छायालंकरणा ध्रुवं विलसति बाला ॥
रूपेण लक्षणैर्वा प्रयोजनं जगति किं तस्याः ॥ १४५ ॥

છાયા —સ્ત્રીના મનોભાવ જેનાથી ઢંકાઈ જાય, અને જેને કવિઓ લાવણ્ય અથવા સૌભાગ્ય કહે છે તેને જ સામુદ્રિકકારો છાયા કહે છે કવિઓની વાણી આ લાવણ્ય ઉપર જ સ્ફૂરાયમાન થાય છે, અને આ લાવણ્ય કે જે છાયા નામથી સામુદ્રિકજ્ઞોને વિવક્ષિત છે, તે જો સ્ત્રીમા ન હોય તો સ્ત્રી કોઈ કામની નથી જેને જોતા જ ચિત્તની અંદર એક જાતનો ચમત્કારો અનુભવાય, અને જેને જોવા માટે આંખ પોતાની મેળે જ ખેંચાયા કરે, તેવી છાયા ( કાન્તિ ) વખાણવા લાયક છે સ્ત્રીના અંગ પ્રત્યંગ દરેકમા આવી કાન્તિ હોય તો તેના માધુર્યની સીમા રહેતી નથી સામુદ્રિકજ્ઞો એટલે સુધી આગળ વધીને કહે છે, કે જે સ્ત્રીને આવી માધુર્યતા સંપન્ન કાન્તિ હોય, તેમને લક્ષણોનું કંઈ પણ પ્રયોજન નથી ૧૪૦ થી ૧૪૫

रूपाकारविहीने शुभलक्षणविरहिते नियतमंगे ॥
सौभाग्यमस्ति यस्याः सा ललना दुर्लभा भुवने ॥ १४६ ॥
यदि लावण्यच्छायाछन्नं शुभलक्ष्मरूपमंगं स्यात् ॥
तद्‌द्वयसंयोगेन शृतदुग्धे शर्कराक्षेप ॥ १४७ ॥

રૂપ અને આકાર ( માગ ) ન હોય, શરીર ઉપર શુભ લક્ષણો પણ ન હોય, અને જેને સૌભાગ્ય હોય, તેવી સ્ત્રી જગતમા દુર્લભ છે જો શરીર લાવણ્ય અને શુભ છાયાથી યુક્ત હોય, તેમજ શુભ લક્ષણો પણ હોય, તો આ બેનો સંયોગ દૂધમા સાકર ભળ્યા જેવો ગણાય ૧૪૬–૧૪૭

यत्रोक्तं पूर्वस्मिन्नौचित्यं तन्नरेऽपि तारावत् ॥
यद्यस्मिन्नपि पुनः सकल तन्नरवदभ्यूह्यम् ॥ १४८ ॥

પહેલા પુરુષોના લક્ષણો કહેતા જે કહેવાયું છે, તે અહીં પણ ઉચિત ( ઘટી શકે તેવુ ) હોય તો તે બધુ અહી પણ ઘટાવવુ ૧૪૮

सामुद्रिकतिलकाख्यं पुरुषस्त्रीलक्षण प्रपंचभयात् ॥
दिङ्मात्रमत्र गदित मापि समुद्रोक्तिरपि नान्या ॥१४९॥

આ પ્રમાણે સામુદ્રિકતિલક નામથી પુરુષ સ્ત્રી લક્ષણનું શાસ્ત્ર ખુબ પ્રપંચ ન વધી જાય, તેવા ભયથી દિગ્માત્ર કહ્યુ છે, તેજ છે અને તે પણ સમુદ્રે કહ્યુ છે, તેજ છે અર્થાત્ સમુદ્રને સંમત છે ૧૪૯

ઇતિ મહત્તમશ્રી નૃસિંહના પુત્ર દુર્લભરાજે બનાવેલા સામુદ્રિકતિલક નામના નરસ્ત્રી લક્ષણશાસ્ત્રનો પાંચમો અધિકાર સંપૂર્ણ

## अथ कविवृत्तान्त कथनम् ।

अत्रास्ति कोपि वंशः प्राग्वाटाख्यस्त्रिलोकविख्यातः ॥
नृपसंपदि वृद्धौ वा चालम्बनयष्टिरभवद्यः ॥ १ ॥
आसीत्तत्र विचित्रश्रीमद्वाहिलसंज्ञया ज्ञातः ॥
व्यवकरणपदामात्यो नृपतेः श्रीभीमदेवस्य ॥ २ ॥
समजनि तदंगजन्मा प्रथितः श्रीराजपाल इति नाम्ना ॥
प्रतिपक्षद्विपसिंहः श्रीनृसिंहः सुतस्तस्य ॥ ३ ॥
श्रीमान् दुर्लभराजस्तदपत्यं बुद्धिधाम सुकविरभूत् ॥
यं श्रीकुमारपालो महत्तमं क्षितिपतिः कृतवान् ॥ ४ ॥
प्रक्षालयितुम्मलमिव वाणी मज्जति चतुर्विधाम्बुधिषु ॥
यस्य विलासवती गजतुरंगशकुनिप्रबन्धेषु ॥ ५ ॥
तेनोपज्ञातमिदं पुरुषस्त्रीलक्षणं तदनु कविता ॥
तस्यैव सुतेन जगद्देवेन समर्थयांचक्रे ॥ ६ ॥
अहमपि परेपि कवयस्तथापि महदन्तरं परिज्ञेयम् ॥
ऐक्यं रलयोरिति यदि तत्किं कलभायते करभः ॥ ७ ॥
सुललितपदा सुवर्णा सालंकारा सुदुर्लभा सार्था ॥
एकाप्यर्थसुरम्या किं पुनरष्टौ शतं चैताः ॥ ८ ॥
परहृदयाभिप्रायं परगदितार्थस्य वेत्ति यः सत्त्वम् ॥
सत्त्वं भुवने दुर्लभसम्भूतिः सुकविरेवैकः ॥ ९ ॥
नृस्त्रीलक्षणपुष्पां स्रजमेतां सुरभिवर्णगुणगुम्फाम् ॥
मृगराजसभाख्याता अपि सन्तः कुरुत कण्ठस्थाम् ॥ १० ॥

"રાજાની સભામાં તેમજ રાજાની વૃદ્ધિમાં જે હાથની લાકડી બન્યો છે, એવો ત્રિલોક વિખ્યાત પ્રાગ્વાટ (પોરવાલ) નામનો અહીં (ગુજરાતમાં) કોઈ એક

વશ છે જેમા ચિત્રવિચિત્ર (અનેક પ્રકારની) લક્ષ્મીવાળો વાહિલ્ન નામનો એક પુરુષ હતો, જેને શ્રી ભીમદેવ રાજાએ વ્યયકરણ (ખર્ચ ખાતાનો ઉપરી) મત્રી તરીકે નીમ્યો હતો તે વાહિલ્નને રાજપાલ નામનો પ્રખ્યાત પુત્ર થયો અને શત્રુઓ રૂપી હાથીઓને સિંહ જેવો નૃસિહ નામનો એ રાજપાલને પુત્ર થયો તે નૃસિંહનો દુર્લભરાજ નામનો પુત્ર થયો, કે જે બુદ્ધિનું ધામ (સ્થાન) અને સુકવિ હતો વળી જેને શ્રી કુમારપાલ રાજાએ મહત્તમ (મહેતો–પ્રધાન) બનાવ્યો હતો દુર્લભરાજ કે જેની વાણી પોતાના મેલને ધોવા માટે ચાર પ્રકારના સમુદ્રમા નહાતી લક્ષ્મીની માફક હસ્તિપરીક્ષા, શકુનશાસ્ત્ર અને પુરુષ–સ્ત્રી–લક્ષણપરીક્ષા એમ ચાર પ્રકારની વિદ્યાઓ રૂપી સમુદ્રમા નહાય છે તેણે આ પુરુષસ્ત્રીલક્ષણ નામનો શાસ્ત્રગ્રથ રચ્યો, જેને તેના પુત્ર કવિવર જગતદેવે તેની સમતિથી પાછળથી કવિતામા લખી દીધો "હુ તેમજ બીજા પણ ઘણા કવિઓ છીએ, પરતુ તેમા બહુ અતર છે અલકારશાસ્ત્રમા ર અને લ નુ સામ્ય કહ્યુ છે, પરતુ તેથી કઈ કરભ (ઊટનુ બચ્ચુ) કલભ (હાથીનુ બચ્ચુ) થઈ શકે કે? સુલલિત પદવાળી, સારા વર્ણવાળી, અલકાર સહિત, અને સાર્થ એક પણ આર્યા (આર્યા અથવા શ્રેષ્ઠ કુલાગના) દુર્લભ છે, તો જ્યા ૮૦૦ સામટી હોય ત્યા શુ કહેવું? પારકાના હૃદયનો અભિપ્રાય અને બીજાએ બોલેલા શબ્દોનો (વાસ્તવિક) અર્થ જે જાણે છે આવુ સત્ત્વ (જ્ઞાન) દુર્લભ છે, ઉત્પત્તિ જેની એવો કોઈ એક સુકવિ છે અર્થાત્ તે દુર્લભરાજથી છે ઉત્પત્તિ જેની એવો જગદેવ જ સુકવિ છે પુરુષ અને સ્ત્રીના લક્ષણરૂપ પુષ્પોની આ માળા જે સારા વર્ણો (રગો) અને ગુણ (દોરી અથવા ગુણ)થી ગુથાએલી છે, તેને મૃગરાજ (સિંહ યા રાજાધિરાજ)ની સભામા વખણાતા સજ્જનો ગળામા ધારણ કરો અર્થાત્ મહા વિદ્વાન રાજમાન્ય પુરુષો આનો ઉપયોગ કરશે ૧ થી ૧૦

ઇતિ મહત્તમ શ્રી નૃસિહના પુત્ર દુર્લભરાજે બનાવેલા સામુદ્રિક તિલક નામના નરસ્ત્રીલક્ષણ શાસ્ત્રની પ્રશસ્તિ સપૂર્ણ.





हस्तिना Hastini

पूर्वाचार्य विरचित

# ॥ श्री सामुद्रिकशास्त्र ॥

आदिदेवं प्रणम्यादौ सर्वज्ञं सर्वदर्शिनम् ॥
सामुद्रिकं प्रवक्ष्यामि सुभगं पुरुषस्त्रियोः ॥१॥
पूर्वमायुः परिलक्षेत्पश्चाल्लक्षणमेव च ॥
आयुर्हीन नराणां च लक्षणैः किं प्रयोजनम् ॥२॥
वाम भागे तु नारीणां दक्षिणे पुरुषस्य च ॥
निर्दिष्टं लक्षणं तेषां समुद्रवचनं यथा ॥ ३ ॥
पञ्च दीर्घं चतुर्ह्रस्वं चतुः सूक्ष्मं षडून्नतम् ॥
सप्त रक्तं त्रि विस्तीर्णं त्रि गंभीरं प्रशस्यते ॥ ४ ॥
बाहु नेत्रान्तरं चैव जानू नासा तथैव च ॥
स्तनयोरन्तरं चैवं पञ्चदीर्घं प्रशस्यते ॥ ५ ॥
ग्रीवा प्रजननं पृष्ठं ह्रस्वे जङ्घे च पूज्यते ॥
ह्रस्वानि यस्य चत्वारि पूजामाप्नोति मानवः ॥ ६ ॥
सूक्ष्माण्यङ्गुलिपर्वाणि केशास्थिदशनास्तथा ॥
सूक्ष्माणि यस्य चत्वारि ते नरा दीर्घजीविनः ॥ ७ ॥
कक्षा कुक्षिश्च वृक्षश्च घ्राणस्कंध ललाटिकाः ॥
सर्व भूतेषु निर्दिष्टं षडून्नतं प्रशस्यते ॥ ८ ॥
पाणिपाद तलौ रक्तौ नेत्रान्तानि नखास्तथा ॥
तालु जिह्वाधरौष्ठं च सप्तरक्तोऽर्थवान्भवेत् ॥ ९ ॥
उरः शिरो ललाटं च त्रिविस्तीर्णं प्रशस्यते ॥
स्वरं सत्वं च नाभिश्च त्रिगंभीरं सुखप्रदम् ॥ १० ॥

## श्री सामुद्रिकशास्त्रम्

સર્વજ્ઞ તથા સર્વદર્શી શ્રી આદિદેવ ( આદિનાથ અથવા બ્રહ્મા )ને પ્રથમ પ્રણમી પુરુષ અને સ્ત્રીનુ સામુદ્રિક ( શાસ્ત્ર ) કહુ છુ પહેલા આયુ ની પરીક્ષા કરવી ત્યારબાદ લક્ષણોની પરીક્ષા કરવી આયુષ્ય વગરના મનુષ્યોને લક્ષણોથી શુ પ્રયોજન છે ? સ્ત્રીઓના ડાબા ભાગમા અને પુરુષોના જમણા ભાગમા જેમ સમુદ્રે કહ્યા છે, તેમ લક્ષણો કહ્યા છે પાચ દીર્ઘ, ચાર હ્રસ્વ, ચાર સૂક્ષ્મ, છ ઉન્નત, સાત રક્ત, ત્રણ વિસ્તીર્ણ અને ત્રણ ગભીર ( એ પ્રમાણે બત્રીસ લક્ષણો ) વખાણવા લાયક છે બે હાથ, બે નેત્રો વચ્ચેનુ અતર, જાનુ ( ઢીચણ ) નાક તથા બે સ્તન વચ્ચેનુ અતર આ પાચ દીર્ઘ હોય ( લાબા હોય ) તો તે વખણાય છે ગરદન, લિગ, પીઠ, જાઘ આ ચાર જેના ટુકા હોય તે પૂજ્ય છે આગળીઓના પર્વ, વાળ, હાડકા તથા દાત આ ચાર જેમના સૂક્ષ્મ પાતળા હોય તેવા પુરુષો દીર્ઘજીવી હોય છે કાખ ( પાસા ) કુખ, છાતી, નાસિકા, ખભા તથા લમણા એ છ વાના જેઓના ઉપસી આવેલા ( ઉચા વધેલા ) હોય તો વખાણવા લાયક છે હાથ અને પગના તળીઆ, આખોના ખુણા, નખ, તાળવુ, જીભ, નીચેનો ઓઠ આ સાતવાના લાલ હોય તે ધનવાન થાય છે છાતી, કપાળ, માથુ, આ ત્રણ પહોળા હોય તો વખણાય છે અવાજ, સત્ત્વ ( પ્રભાવ ) તથા નાભિ એ ત્રણ ગભીર ( ઉંડા ) હોય તો સુખ આપનારા છે ૧ થી ૧૦

मुखश्चार्धं शरीरस्य सर्वं वा मुखमुच्यते ॥
तत्रापि नासिका श्रेष्ठा श्रेष्ठा तत्रापि चक्षुषि ॥ ११ ॥

न स्त्री त्यजति रक्ताक्षं नार्थं कनकपिङ्गलम् ॥
दीर्घबाहुं तथैश्वर्यं न मांसोपचितं सुखम् ॥ १२ ॥

उरो विशालो धन धान्यभोगी शिरो विशालो नृपपुङ्गवश्च ॥
कट्या विशालो बहुपुत्रदारो पादैर्विशाल· सततं सुखी स्यात् ॥ १३ ॥

वक्ष· स्नेहेन सौभाग्यं दंतस्नेहेन भोजनम् ॥
त्वचा स्नेहेन शय्यावान् पादस्नेहेन वाहनम् ॥ १४ ॥

अकर्मकठिनौ हस्तौ पादौ चाध्वनि कोमलौ ॥
यस्य पाणौ च पादौ च स नरः सुखमेधते ॥ १५ ॥

दीर्घलिङ्गेन दारिद्र्यं स्थूललिङ्गेन दुःखितः ॥
कृशलिङ्गेन सौभाग्यं ह्रस्वलिङ्गेन भूपतिः ॥ १६ ॥

મુખ એ શરીરનું અર્ધ કહેવાય છે. અથવા મુખ જ આખું શરીર કહેવાય છે. (તે વ્યાજબી છે.) મુખમાં પણ નાસિકા શ્રેષ્ઠ છે. અને આંખ તેનાથી પણ શ્રેષ્ઠ છે. રાતી આંખવાળાનો સ્ત્રી ત્યાગ કરતી નથી (અર્થાત્ તેને સ્ત્રી સુખ સંપૂર્ણ મળે છે.) સોના જેવી પીળી આંખવાળાનો પૈસા ત્યાગ કરતા નથી. (અર્થાત્ તે ધનવાન જ હોય છે.) લાંબા હાથવાળાનો ઐશ્વર્ય ત્યાગ કરતું નથી. અને માંસથી હૃષ્ટપુષ્ટ માણસનો સુખ ત્યાગ કરતું નથી. જેની છાતી વિશાળ હોય તે ધનધાન્યનો ભોક્તા થાય છે. જેનું માથું વિશાળ હોય તે શ્રેષ્ઠ નરેશ બને છે. જે કમરમાં વિશાળ હોય તે ઘણાં સ્ત્રી પુત્રવાળો થાય છે. અને જેના પગ વિશાળ હોય તે નિરંતર સુખી રહે છે. છાતીમાં જો ચળકાટ (સ્નેહ એટલે તેલની માફક ચમકવાળો અને મૃદુ લાગતો પદાર્થ, જે અવયવો ઉપર તરી આવે છે.) હોય તો ભાગ્યશાળી, દાંતમાં ચળકાટ હોય તો સારૂં ખાનપાન મેળવનાર (ખાધે પીધે સુખી) ચામડીમાં ચળકાટ હોય તો શય્યાનું સુખ ભોગવનાર, અને પગમાં સ્નેહવાળો માણસ વાહનનું સુખ ભોગવનાર થાય છે. જેને કામ ન કરવા છતાં કઠિન (કઠોર) હાથ અને ચાલવાનો અભ્યાસ હોવા છતાં કોમળ પગ હોય તે પુરુષ સુખ ભોગવે છે. લાંબું લિંગ હોય તો દરિદ્ર, જાડા લિંગવાળો દુઃખી, સુકાએલા લિંગવાળો ભાગ્યશાળી થાય છે. અને ટુંકા લિંગવાળો ભૂપતિ થાય છે. ૧૧ થી ૧૬

कनिष्ठांगुलिमूलाच्च रेखा गच्छति तर्जनीम् ॥
अविच्छिन्नानि वर्षाणि शतमायुर्विनिर्दिशेत् ॥ १७ ॥
कनिष्ठांगुलिप्रदेशाद्रेखा गच्छति मध्यमाम् ॥
अविच्छिन्नानि वर्षाणि अशीत्यायुर्विनिर्दिशेत् ॥ १८ ॥
रेखाभिर्बहुभिः क्लेशः स्वल्पाभिर्धनहीनता ॥
रेखा चतुष्टये सौख्यं बहुरेखा दरिद्रता ॥ २० ॥
अनामिकापर्व यदा सुलग्नं कनिष्ठिका वर्ष शतं स जीवते ॥
नवत्यशीति च तथैव सप्तति तदर्धतः षष्ठिर्जीवितं च ॥ २१ ॥
अंगुष्ठोदरमध्यस्थो यवो यस्य विराजते ॥
उत्पन्नभक्ष्यभोजी च स नरः सुखमेधते ॥ २२ ॥

अतिमेधाति कीर्तिश्च विक्रान्तोऽतिसुखी तथा ॥
अतिस्निग्धा च दृष्टिः स्यात्तमल्पायुर्विनिर्दिशेत् ॥ २३ ॥
महाकर्णी महानासा महापादोदरास्तथा ॥
सुबाहुर्दृढनेत्राश्च ते नरा दीर्घजीविनः ॥ २४ ॥

॥ इति सामुद्रिके प्रथमाध्याय ॥

કનિષ્ઠિકા આગળીના મૂળમાથી નીકળી તર્જની પર્યંત જેની આયુરેખા જતી હોય તેનું પુરેપુરા સો વર્ષનું આયુ થાય છે કનિષ્ઠિકાના મૂળમાથી નીકળેલી રેખા મધ્યમા પર્યંત જતી હોય તો પુરેપુરા એંશી વર્ષનુ આયુ થાય છે કનિષ્ઠિકા આગળીના મૂળમાથી નીકળેલી રેખા જો અનામિકા પર્યંત જતી હોય તો સાઠ વર્ષનું આયુ થાય છે બહુ રેખાઓ હોય તો કલેશ, અને થોડી રેખાઓ હોય તો ધનહીનપણું જાણવુ ચાર રેખા હોય તો સુખ, અને બહુ રેખાઓ હોય તો દરિદ્રતા જાણવી જેની કનિષ્ઠિકા આગળી અનામિકાના ઉપલા પર્વની રેખા સુધી હોય તો સો વર્ષ જીવે, અને જો તે પર્વના અડધા ભાગ પર્યંત હોય તો સાઠ વર્ષ જીવે છે વચ્ચેના ભાગમા અનુમાનથી નેવુ યા એંશી વર્ષનો કે સિત્તેર વર્ષનો નિશ્ચય કરવો અગુઠાના મધ્ય ભાગમા જેને યવ હોય તે ઉત્પન્ન ભક્ષ્યભોજી ( જ્યા જાય ત્યા તૈયાર મળે ) હોય છે અને સુખ ભોગવે છે જે માણસની અતિશય બુદ્ધિ હોય અતિ કીર્તિ હોય, અતિશય પ્રભાવ હોય, અતિ સુખ હોય તથા ઘણી જ સ્નેહાળ દૃષ્ટિ હોય તે માણસ અલ્પાયુ છે, એમ કહેવુ મોટા કાનવાળા મોટા નાકવાળા, મોટા પગવાળા તથા મોટા પેટવાળા, સારા હાથ ( લાબા અને મજબુત ) વાળા તથા દૃઢ આખ ( દૃષ્ટિ ) વાળા પુરુષો દીર્ઘજીવી થાય છે ૧૭ થી ૨૪

ઇતિ સામુદ્રિકે પ્રથમાધ્યાય.

---

अथापरं प्रवक्ष्यामि देहावयवलक्षणम् ॥
तत्र पादतलं वक्ष्ये यथा सर्वज्ञभाषितम् ॥ १ ॥
अस्वेदौ पाटलौ श्लिष्टांगुली कूर्मोन्नतौ मृदू ॥
उष्णौ ताम्रनखौ गूढगुल्फौ पादौ नृणां शुभौ ॥ २ ॥
शूर्पाकारास्तथा भग्ना वक्रा शीताः शिरायुताः
सस्वेदाः पाण्डुरा रूक्षाश्चरणास्त्वतिनिंदिता॰ ॥ ३ ॥

नखैः सुदीप्तिसंयुक्तैः संहितैश्चरणैस्तथा ॥
कूर्मोन्नतैश्च रक्तैश्च पुरुषास्युर्नराधिपाः ॥ ४ ॥
अंगुष्ठौ विपुलौ येषां ते नरा दुःखभाजनः ॥
क्लिश्यन्ते विपुलांगुष्ठास्तथा चाध्वान गामिनः ॥ ५ ॥
उन्नतैश्च समैः स्निग्धैरसितैः सुखभाजिनः ॥
वृत्तैः रक्तैस्तथा ताम्रैर्नखैस्ते स्युर्नराधिपाः ॥ ६ ॥
यस्य प्रदेशिनी दीर्घा अंगुष्ठं च व्यतिक्रमेत् ॥
स्त्रीभोगं लभ्यते नित्यं पुरुषो नात्र संशयः ॥ ७ ॥
मध्यमायां तु दीर्घायां भार्याहानी विनिर्दिशेत् ॥
अनामिकायां तु दीर्घायां विद्याभोगी भवेन्नरः ॥ ८ ॥
सा च ह्रस्वा भवेद्यस्य तं विद्यात्परदारकम् ॥
यस्य प्रदेशिनी स्थूला भार्या स्यात्परगामिनी ॥ ९ ॥
ह्रस्वा क्लेशाय भोगायांगुष्ठाद्दीर्घा प्रदेशिनी ॥
समा वा मध्यमा श्रेष्ठा श्रिये दीर्घा कनिष्ठिका ॥ १० ॥
असंहिताभि ह्रस्वाभि रंगुल्याभिस्तु मानवः ॥
दासो वा दासकर्मा वा समुद्रवचनं यथा ॥ ११ ॥
अंगुल्योऽपि समा दीर्घाः संहताश्च समुन्नताः ॥
येषां प्रदक्षिणावर्ताः पार्थिवास्ते न संशयः ॥ १२ ॥

હવે પછી હું દેહના અવયવોનાં લક્ષણો કહીશ. તેમાં સર્વ પ્રથમ જેમ સર્વજ્ઞે કહ્યું છે, તેમ પગના તળીઆનું વર્ણન કહીશ. પરસેવા વગરના, લાલ, ચોંટી જતી આંગળીઓવાળા, કાચબાની પીઠ જેવા ઉપસેલા, મૃદુ, ઉષ્ણ, તાંબા જેવા લાલ નખવાળા, અંદર પેસી ગએલી ઘુંટીવાળા મનુષ્યોના પગ શુભ હોય છે. સૂપડા જેવા, ભાગેલા, વાંકાચુકા, શીળા ( ઠંડા ) નસો દેખાઈ આવે તેવા, પરસેવાવાળા, પીળચટા તથા ખરબચડા પગ નિંદિત છે. જો ચમકીલા નખવાળા, મળેલી આંગળીઓવાળા, કાચબાની પીઠ જેવા ઉન્નત અને લાલ તળીઆંવાળા જેમના પગ હોય તેઓ રાજા

થાય છે જેમના અંગુઠા પહોળા હોય તે પુરુષો દુખી થાય છે પહોળા અંગુઠાવાળા મુસાફરી કરનારા અને દુખ ભોગવનારા થાય છે, જેઓ ઉપસેલા, સરખા, સ્નેહાળ (ચિકણા ચળકાટવાળા) લાલ નખવાળા છે, તેઓ સુખી થાય છે ગોળ, લાલ તથા તાંબા જેવા રંગના નખવાળા મનુષ્યો રાજા થાય છે જેની પ્રદેશિની (અંગુઠા પાસેની આંગળી) અંગુઠાને ઓળંગી આગળ વધી હોય (અંગુઠા કરતા લાંબી હોય) તે પુરુષ નિત્ય સ્ત્રીસુખ ભોગવે છે એમા સંદેહ નથી મધ્યમા આંગળી જો પ્રમાણ કરતા લાંબી હોય તો સ્ત્રીની હાની થાય છે (સ્ત્રી સુખ મળતું નથી) અનામિકા જો લાંબી હોય તો મનુષ્ય વિદ્વાન થાય છે જેમને પગની અનામિકા ટુંકી હોય તેઓ પરદારગામી થાય છે જેની પ્રદેશિની સ્થૂલ હોય તેની સ્ત્રી પરપુરુષમા આસક્તિવાળી થાય છે અંગુઠા કરતા પ્રદેશિની ટુંકી હોય તો કલેશ અને લાંબી હોય તો ભોગની પ્રાપ્તિ થાય છે જો મધ્યમા અંગુઠા જેવડી હોય તો શ્રેષ્ઠ છે અને જો કનિષ્ઠિકા લાંબી હોય તો લક્ષ્મીપ્રદ છે જે મનુષ્યના પગની આંગળીઓ છુટી પડી ગએલી, અથવા ટુંકી હોય તે મનુષ્ય દાસ અથવા દાસકર્મ કરનાર થાય છે એમ સમુદ્રનુ વચન છે જેમની આંગળીઓ, સમાન, દીર્ઘ, એક બીજા સાથે મળી ગએલી ઉન્નત અને દક્ષિણાવર્ત હોય તેઓ નિસંશય રાજા થાય છે ૧ થી ૧૨

ઇતિ સામુદ્રિકે પાદલક્ષણ નામનો બીજો અધ્યાય

---

नखैः श्वेतैश्च विक्रान्तैस्ते नरा दुःखभाजिनः ॥
दुःशीलाः कुनखा ज्ञेयाः कामभोगविवर्जिताः ॥ १३ ॥
विक्रान्तैः स्फुटितैः स्थूलैः नखैर्दारिद्र्यभाजिनः ॥
महापापानि कुर्वन्ति पुरुषा हरितैर्नखैः ॥ १४ ॥
इन्द्रगोपकसंकाशैर्नखैर्भवति पार्थिवः ॥
ताम्रैर्नखैस्तथैश्वर्यं प्राप्नुवन्ति नरोत्तमाः ॥ १५ ॥
वर्तुलैश्च तथैश्वर्यं पुष्टितैः सुभगो भवेत् ॥
सुस्निग्धैरुपरिस्ताम्रैर्नखैर्भवति भूपतिः ॥ १६ ॥

જેઓના નખ ધોળા અને વધી ગએલા (અકુદરતી રીતે મોટા લાગતા) હોય તે મનુષ્યો દુખી થાય છે ખરાબ નખવાળા દુશ્ચરિત્ર હોય છે અને કામભોગથી રહિત થાય છે વધી પડેલા, ફાટેલા અને જાડા નખવાળા પુરુષો દરિદ્ર થાય છે અને જો લીલા રંગના નખ હોય તો તેવા પુરુષો મહાપાપ કરે છે ઈન્દ્રગોપ

( ચોમાસામાં રસ્તાઓ ઉપર નજરે પડતાં મખમલ જેવી ચામડીવાળાં લાલ રંગનાં જંતુ. ગામડીઆ લોકો જેને મોચી કહે છે. તે ) જેવા નખવાળા રાજા થાય છે. અને તાંબા જેવા લાલ રંગના નખવાળા શ્રેષ્ઠ મનુષ્યો ઘણી ઐશ્વર્ય ભોગવે છે. ગોળ નખ-વાળો ઐશ્વર્યવાન, પુષ્ટ નખવાળો ભાગ્યશાળી, સ્નિગ્ધ અને તાંબા જેવા લાલ નખથી મનુષ્ય રાજા થાય છે. ૧૩ થી ૧૬

ઇતિ નખાધિકાર નામનો ત્રીજો અધ્યાય

---

धनिनस्तुरगजङ्घा राजानो मृगजङ्घकाः ॥
दीर्घायुः स्थूलजङ्घाभिर्जायतेऽध्वानगामिनः ॥ १७ ॥
सिंहजङ्घा व्याघ्रजङ्घा धनकीर्तिप्रदायकाः ॥
रोमयुक्ता च जङ्घा च दारिद्र्यात्सापि रक्षति ॥ १८ ॥
शृगालसमजङ्घा ये लक्ष्मीस्तेषां न जायते ॥
मीनजङ्घः स्वयं लक्ष्मी प्राप्नोतीह न संशयः ॥ १९ ॥
स्थूलजङ्घा च सूक्ष्मा च श्रियं भुञ्जन्ति मानवाः ॥
उष्ट्रजङ्घा नरास्ते तु नित्यं भाग्यविवर्जिताः ॥ २० ॥
काकजङ्घा नरा ये च ते साम्राज्यं विनिर्दिशेत् ॥
दुःखिताः काकजङ्घा वा जङ्घालक्षणमुधृतम् ॥ २१ ॥

ઘોડાના જેવી જાંગવાળા ધનવાન, મૃગ જેવી જાંગવાળા રાજા અને જાડી જાંગવાળા મુસાફરો તેમજ દીર્ઘાયુઃ વાળા થાય છે. સિંહના જેવી તેમજ વાઘના જેવી જંઘાઓ ધન આપે છે. અને રૂંવાટાંવાળી જાંઘ દારિદ્રયમાંથી રક્ષણ અપાવે છે. જે પુરુષોની જાંગ શિયાળ જેવી હોય તેમને લક્ષ્મી મળતી નથી. પરંતુ માછલાં જેવી જાંગવાળા પોતાની મેળે લક્ષ્મી મેળવે છે. જાડી યા પાતળી ( ખાસ કરીને તરી આવે તેવી ) જાંગવાળા મનુષ્યો લક્ષ્મી ભોગવે છે. ઊંટના જેવી જાંગવાળા મનુષ્યો સદાકાળ ભાગ્યહીન નિવડે છે. જેઓની જાંગ કાગડાની જાંગ જેવી હોય તેઓ કાંતો સામ્રાજ્ય ભોગવે છે અથવા દુઃખી થાય છે. આ પ્રમાણે જંઘાઓનું લક્ષણ ઉદ્ધૃત કર્યું છે. ૧૭ થી ૨૧

ઇતિ જંઘાધિકાર નામનો ચોથો અધ્યાય

---

एकरोमो भवेद्राजा द्विरोमो धनवान्भवेत् ॥
त्रिरोमः पण्डितः प्रोक्तो वहुरोमैर्दरिद्रता ॥ २२ ॥

हंसहस्तिसमागत्या पुरुषाः स्युर्नराधिपाः ॥
वृषभचापशुकानां गतिर्भोगवतां भवेत् ॥ २३ ॥

जलोर्मिसदृशा यत्र काकोलूक समा गतिः ॥
द्रव्यक्षय करी ज्ञेया दुःखशोकभयङ्करी ॥ २४ ॥

श्वानोष्ट्रमहिषाणां च खरसूकरयोस्तथा ॥
गतिर्येषां समाख्यातास्ते नरा भाग्यवर्जिताः ॥ २५ ॥

दक्षिणावर्तलिङ्गे यः स नर पुत्रवान्भवेत् ॥
वामावर्तितलिङ्गेन नरः कन्यापिता भवेत् ॥ २६ ॥

स्थूलं कृष्णं भवेल्लिङ्गं स नरो दुःखवान्भवेत् ॥
प्रलम्ववक्रलिङ्गेन पुरुषाः सुखभोगिनः ॥ २७ ॥

एकैकधारिलिङ्गेन नरो भवति पार्थिवः ॥
द्विधारे धनवन्तश्च वहु धारा दरिद्रता ॥ २८ ॥

मीनगंधेन शुक्रेण धनवान्पुत्रवान्भवेत् ॥
हविर्गंधेन शुक्रेण गवाद्यो जायते नरः ॥ २९ ॥

मधुगंधेन शुक्रेण नरः स्त्रीजनवल्लभः ॥
पद्मगंधे भवेद्भूपो महीगंधेन पार्थिवः ॥ ३० ॥

लाक्षागंधे भवेन्निःस्वो मांसगंधेन तस्करः ॥
व्यसनी चैव वसागंधो मद्यगंधेन दुःखितः ॥ ३१ ॥

कटुगधेन शुक्रेण पुरुषो दुर्भगो भवेत् ॥
क्षारगंधेन शुक्रेण नरा दारिद्र्यभाजनः ॥ ३२ ॥

पयोवर्णेन शुक्रेण भवेद्राजा न संशयः ॥
श्यामवर्णेन शुक्रेण देह भोगी भवेन्नरः ॥ ३३ ॥
समपादोपविष्टस्य महीं स्पृशति मेहनम् ॥
स भवेद्दुःखितो नित्यं दारिद्र्येण च पीडितः ॥ ३४ ॥
समपादोपविष्टस्य गुल्फौ स्पृशति मेहनम् ॥
इश्वरं तं विजानीयात् सुखिनं भोगिनं नरम् ॥ ३५ ॥
सिंह व्याघ्रसमं यस्य ह्रस्वं भवति मेहनम् ॥
भोगवाँस्तु स विज्ञेयो तथा तुरगमेहनम् ॥ ३६ ॥

જેની ચામડી ઉપરનાં છિદ્રોમાં એક છિદ્રમાં એક જ વાળ હોય, તે રાજા થાય. બે વાળ હોય તે ધનવાન થાય. ત્રણ વાળ હોય તે પંડિત થાય. અને બહુ રોમ હોય તે દરિદ્ર થાય. હંસ કે હાથી જેવી ગતિ (ચાલ) વાળા પુરુષો રાજાઓ થાય છે. બળદ, ચાષ અને પોપટ જેવી ગતિ ભોગી પુરુષોની હોય છે. જેમની ગતિ પાણીના તરંગો જેવી અથવા કાગડા કે ઘૂવડ જેવી હોય તે દ્રવ્યનો નાશ કરનારી તથા દુઃખ, શોક અને ભય આપનારી જાણવી. જે પુરુષોની ગતિ શ્વાન, ઊંટ, પાડા, ગધેડા તથા ભૂંડના જેવી હોય તેઓ ભાગ્યહીન હોય છે. જેનું લિંગ જમણી બાજુ ઝૂકેલું હોય તે પુરુષ પુત્રવાન્ થાય છે. જ્યારે જેનું લિંગ ડાબી બાજુ ઝૂકેલું હોય તે કન્યાઓનો પિતા થાય છે. સ્થૂલ અને કાળું લિંગ હોય તે પુરુષ દુઃખી થાય છે. લાંબા અને વાંકા લિંગવાળો પુરુષ સુખ ભોગવનાર થાય છે. જેને મૂત્ર કરતી વખતે એક જ ધાર પડતી હોય તે રાજા થાય છે. બે ધારા થાય તો ધનવાન થાય પરંતુ બહુ ધારા પડતી હોય તો દરિદ્રતા થાય. જો વીર્યની ગંધ માછલા જેવી હોય તો ધનવાન તથા પુત્રવાન્ થાય. જો હવિષ્યાન્ન જેવી ગંધ હોય તો ગાય ભેંસનો પાલક થાય, મધ જેવી સુગંધ હોય તો સ્ત્રીને પ્રિય થાય. અને કમળ જેવી અથવા પૃથ્વી જેવી સુગંધ હોય તો રાજા થાય. લાખના જેવી ગંધ હોય તો નિર્ધન થાય. માંસના જેવી ગંધ હોય તો ચોર થાય. ચરબી જેવી ગંધ આવતી હોય તો વ્યસની થાય. દારૂ જેવી ગંધ હોય તો દુઃખી થાય. કડવી ગંધ આવતી હોય તે દુર્ભાગી થાય. ખારી ગંધવાળા વીર્યવાળો દરિદ્ર થાય. દૂધના જેવા રંગવાળા વીર્યથી નિઃસંશય રાજા થાય છે. કાળા રંગના વીર્યથી મનુષ્ય દેહસુખ ભોગવનાર થાય છે. સરખી રીતે બેસતાં (પલાંઠીવાળીને બેસતાં) જો લિંગ જમીનને સ્પર્શ કરે તો, જાણવું કે તે મનુષ્ય દારિદ્રથી પીડિત થઈ નિત્ય દુઃખી થાય છે. સરખી રીતે બેસતાં જેનું લિંગ પગની ઘુંટીઓને અડે તે પુરુષને રાજા, સુખી અને ભોગી જાણવો. સિંહ અને વાઘની માફક જેનું

લિંગ ટુંકું હોય તેને ભોગી સમજવો તેમજ જેનુ લિંગ ઘોડાની માફક મોટુ હોવા છતા ટુકુ હોય તે પણ ભોગી થાય છે ૨૨ થી ૩૬

ઇતિ રોમગતિવીર્યલિંગાદ્યધિકાર નામનો પાંચમો અધ્યાય

---

अलक्तसदृशं रक्तं जायते यस्य शोणितम् ॥
धनवान्भोगवाँश्चैव स नरः परिकीर्तितः ॥ ३७ ॥
प्रवालस्निग्धरक्तं च शोणितं यस्य देहिनः ॥
राजानं तं विजानीद्देवता स महाबलः ॥ ३८ ॥
पद्मपत्रानिभं यस्य देहे भवति शोणितम् ॥
जायते बहुधा कन्या दुखितश्च सदाभवेत् ॥ ३९ ॥
गोमायुसदृशं यस्य श्वानोष्ट्रमाहिपस्य च ॥
स भवेद्दुःखितो नित्यं धनहीनो न सशयः ॥ ४० ॥

અળતાના રંગ જેવા રંગનુ જેનુ રક્ત હોય, તેને ધનવાન તથા ભોગી કહેવામા આવેલો છે ઘેરા પ્રવાલના જેવા રૂધિરવાળો મનુષ્ય રાજા સમજવો, તેમજ તે મહાબળવાન્ અને દેવ જેવો હોય છે કમળની પાખડી જેવા રંગનુ જેનુ લોહી હોય તેને ( ખુલતો ગુલાબી ) ઘણું કરીને કન્યાઓ થાય છે અને તે સદા દુખી થાય છે શિયાળ, શ્વાન, ઊંટ કે પાડાના લોહી જેવુ જેનુ લોહી હોય તે માણસ નિ ગશય ધનહીન અને નિત્ય દુ ખ ભોગવનાર થાય છે ૩૭ થી ૪૦

ઈતિ રૂધિરાધિકારનામનો છઠ્ઠો અધ્યાય

---

विस्तीर्णा च कटी स्निग्धा शुभा पुंसां प्रशस्यते ॥
निर्मांसास्थि कटीवस्तिस्ते नरा दुःखभाजिनः ॥ ४१ ॥
सिंहव्याघ्रसमा येषां कटी तेः जननायकाः ॥
रक्षवानरतुल्या च कटी येषां न शोभनाः ॥ ४२ ॥

પુરુષોની પહોળી અને સ્નિગ્ધ કટી હોય તો તે વખણાય છે જે પુરુષોની કમર અને બસ્તિ માસ હીન, હાડકા તરી આવતા હોય તેવી હોય તે દુ ખ ભોગવનારા થાય છે સિંહ કે વાઘના જેવી કમરવાળા હોય તે નેતાઓ થાય છે અને રીંછ કે વાનર જેવી કમરવાળા સારા હોતા નથી ૪૧–૪૨

ઇતિ કટ્યાધિકારનામનો સાતમો અધ્યાય

---

मृगोदरो नरो धन्यो मयूरोदरसन्निभः ॥
मण्डूकः सदृशो यस्तु स नरः पार्थिवो भवेत् ॥ ४३ ॥
व्याघ्रोदरो गजपतिः श्वशृगालोदरोऽधमः ॥
नरः सिंहोदरो यस्तु धनधान्य समृद्धिवान् ॥ ४४ ॥
वर्तुला चातिगंभीरा नाभिः पुंसां प्रशस्यते ॥
उत्तानविरला नाभिः सदा दुःखप्रदायिनी ॥ ४५ ॥

મૃગના જેવા પેટવાળો ધન્ય પુરુષ હોય છે. તેમજ મોરના જેવા પેટવાળો પણ ધન્યાત્મા હોય છે. જેનું પેટ દેડકાના જેવું હોય તે પુરુષ રાજા થાય છે. વાઘના જેવા પેટવાળો હાથીઓનો માલિક થાય છે. અને કુતરા કે શિયાળના જેવા પેટવાળો અધમ થાય છે. જે પુરુષ સિંહના જેવા પેટવાળો હોય તે ધનધાન્યવાળો અને સમૃદ્ધિવાળો થાય છે. પુરુષોની નાભિ ગોળ અને અતિ ગંભીર હોય તે વખણાય છે. પરંતુ ઉપસી આવેલી અને વિરલ દેખાતી નાભિ સદા દુઃખ આપનારી હોય છે. ૪૩ થી ૪૫

**ઇતિ ઉદરાધિકારનામનોઆઠમો તથા નાભ્યાધિકારનામનો નવમો અધ્યાય**

---

उन्नतोपचितौ येषां घनस्निग्धौ पयोधरौ ॥
ते नरा मैथुने शूरा भोगवन्तः स्वकर्मभिः ॥ ४६ ॥
अनुन्नतौ नैव स्निग्धौ शिथिलौ च पयोधरौ ॥
निर्मांसौ च कुरूप्यौ च ते नरा दुःखभोगिनः ॥ ४७ ॥
विस्तीर्णं हृदयं यस्य मांसलोपचितं समम् ॥
शतायुस्तं विजानीयाद्बहुभोगं महाधनम् ॥ ४८ ॥
जानुनी मांसलस्निग्धे उरू विस्तीर्णवर्तुले ॥
इष्टिकाभा कटी यस्य मध्यं तु कुलिशोपमम् ॥ ४९ ॥
सिंहपृष्ठो नरो यस्तु धनं तस्य विनिर्दिशेत् ॥
कूर्मपृष्ठो भवेद्राजा धनसौभाग्यसंयुतः ॥ ५० ॥

જે પુરુષોના સ્તન ઉન્નત, ઉપસી આવેલા, ગાઢા અને સ્નિગ્ધ હોય તે પુરુષો મૈથુનમાં શૂરા અને પોતાના કર્મો વડે ભોગ ભોગવનારા (ભોગ માટે પુરુષાર્થ

કરનારા ) હોય છે બેસી ગએલા, બેડોળ લાગતા શિથિલ માંસ રહિત અને કુરૂપ સ્તન જેમના હોય તે પુરુષો દુઃખ ભોગવનાર હોય છે જેનો હૃદયનો ભાગ વિસ્તીર્ણ, માંસથી ભરાએલ અને સમાન હોય, તે પુરુષને બહુ ભોગી તેમજ મહાધની જાણવો અને તે શતાયુ ( સો વર્ષનું આયુષ્ય ભોગવનાર ) હોય છે જે પુરુષની જાનુઓ માંસલ તથા સ્નિગ્ધ હોય, ઉરૂ વિસ્તૃત અને ગોળ હોય, કમર ઈંટ જેવી સરખી હોય, અને હૃદય હીરા જેવું હોય, તથા પીઠ સિંહ જેવી હોય તે મનુષ્યને ધન છે એમ કહેવું ( અર્થાત્ આવો પુરુષ શ્રેષ્ઠ લક્ષણ યુક્ત છે ) વળી જેની પીઠ કાચબાની પીઠની માફક દેખાતી હોય તે ધનધાન્યથી યુક્ત ભાગ્યશાળી હોય છે ૪૧ થી ૫૦

ઇતિ સામુદ્રિકે સ્તનલક્ષણાધિકારનામનો દશમો અધ્યાય

---

प्रलंबबाहू स्वामी स्यान्नरः सर्वगुणान्वित. ॥
ह्रस्वबाहू भवेद्दास. परकर्मकर. स्मृत. ॥ ५१ ॥
यस्य मत्स्य समा रेखा कर्मसिद्धिः प्रजायते ॥
धनाढ्यस्तु स विज्ञेयो बहुपुत्रो न संशयः ॥ ५२ ॥
आतपत्रं करे यस्य दण्डेन सहितं पुनः ॥
चामरद्वितीयं चापि चक्रवर्ती स जायते ॥ ५३ ॥
स्वस्तिके जनसौभाग्यं मीने सर्वत्र पूजितः ॥
श्रीवत्से वाञ्छिता लक्ष्मी गवाद्यं दामकेन तु ॥ ५४ ॥
ध्वजवज्राङ्कुशश्छत्रं शंखपद्मादयस्तले॥
पाणिपादेषु दृश्यन्ते यस्यासौ श्रीपतिः पुमान् ॥ ५५ ॥
शक्तितोमर दण्डासि धनुश्चक्रगदोपमा. ॥
यस्य हस्ते भवेद्रेखा राजानं तं विनिर्दिशेत् ॥ ५६ ॥
द्वाभ्यां च यवमालाभ्यां राजा मंत्री धनीबुध. ॥
एकया यवपङ्क्त्या च श्रेष्ठो बहु धनोचित. ॥ ५७ ॥
मणिवन्धे यवश्रेण्यस्तिस्त्रश्चेत्स नृपो भवेत् ॥
यदि ताः पाणिपृष्ठेऽपि ततोधिकतरं फलम् ॥ ५८ ॥

લાંબા હાથવાળો પુરુષ સર્વગુણસંપન્ન હોઈ શેઠ બને છે. અને ટુંકા હાથવાળો પારકાનું કામ કરનાર નોકર થાય છે. જેના હાથમાં મત્સ્યના જેવી રેખા હોય તેને કાર્યસિદ્ધિ મળે છે. અને નિઃસંશય તેને ઘણા પુત્રોવાળો તેમજ ધનાઢ્ય જાણવો. જેના હાથમાં દાંડી સહિત કમળ અથવા બે ચામરનું ચિન્હ હોય તે ચક્રવર્તી થાય છે. જો હાથમાં સ્વસ્તિક હોય તો મનુષ્યને યોગ્ય સંપૂર્ણ સુખ મળે છે. મીન (માછલી) જેવું ચિન્હ હોય તો સર્વત્ર પૂજાય છે. શ્રીવત્સ હોય તો ઈચ્છિત લક્ષ્મી અને દામ (રજ્જુ) હોય તો ચતુષ્પાદ પ્રાણીઓની પ્રાપ્તિ થાય છે. ધ્વજ, વજ્ર, અંકુશ, છત્ર તથા શંખ, કમળ એ ચિન્હો જેના હાથ કે પગમાં હોય તે પુરુષો લક્ષ્મીપતિ બને છે. શક્તિ, તોમર, દંડ, તલવાર, ધનુષ્ય, ચક્ર તથા ગદાના આકારનાં ચિન્હો જેના હાથમાં હોય તેને રાજા સમજવો. જેના મણિબંધમાં યવપંક્તિવાળાં બે વલય હોય તે રાજા, પ્રધાન, ધનવાન કે પંડિત બને છે. યવપંક્તિવાળું એક વલય હોય તો ઘણો ધનવાન અને શ્રેષ્ઠ પુરુષ હોય છે. જો મણિબંધમાં યવપંક્તિવાળાં ત્રણ વલય હોય તો રાજા થાય છે. અને જો તે વલયો હાથની પીઠ ઉપર પણ હોય તો તેનાથી પણ અધિક થાય છે. ૫૧ થી ૫૮

त्यागाय शोणा गंभीराः सुखाय मधुपिङ्गला ॥
सूक्ष्माः श्रिये भवेयुस्ताः सौभाग्याय समूलकाः ॥ ५९ ॥

छिन्नाः सपल्लवा रूक्षा विषमा स्थानकच्यूताः ॥
विवर्णाः स्फुटिताः कृष्णा नीलास्तन्व्यश्च नोत्तमाः ॥ ६० ॥

क्लेशं सपल्लवा रेखा छिन्ना वित्तस्य संशयम् ॥
कदन्नं परुषा द्रव्यविनाशं विषमार्पयेत् ॥ ६१ ॥

मध्यमाप्रान्तरेखायाः प्रदेशिना स्याद्यदाधिका ॥
प्रचुरस्तत्पितुः पक्षः श्रियो विपदोऽन्यथा ॥ ६२ ॥

अनामिकान्त्यरेखायाः कनिष्ठास्याद्यदाधिका ॥
धनवृद्धिकरी पुंसां मातृपक्षो बहुस्तदा ॥ ६३ ॥

उर्ध्वरेखा मणेर्बन्धादूर्ध्वगा सातु पञ्चधा ॥
अंगुष्ठाश्रयिणी सौख्यराज्यलाभाय जायते ॥ ६४ ॥

राजा राजसदृशो वा तर्जनीगतयानया ॥
मध्यायां गतयाचार्यः ख्यातो राजाथ सैन्यपः ॥ ६५ ॥
अनामिकाप्रयान्त्यां तु सार्थवाहो महाधनी ॥
कनिष्ठां गतया सत्या तया श्रेष्ठो भवेद्बुधः ॥ ६६ ॥
श्लाघ्यश्चोष्णोऽरुणोऽस्वेदोऽच्छिद्रः स्निग्धश्च मांसलः ॥
श्लक्ष्णस्ताम्रनखो दीर्घाङ्गुलिको विपुलः करः ॥ ६७ ॥
पाणेस्तलेन शोणेन धनी नीलेन मद्यपः ॥
पीतनागम्यनारीकः कृष्णेन च धनोज्झितः ॥ ६८ ॥
मणिबन्धात्पितुर्लेखा करभाद्विभवायुपोः ॥
रेख्ये द्वे यान्ति तिस्रोऽपि तर्जन्यंगुष्ठकान्तरम् ॥ ६९ ॥
येषां रेखा इमास्तिस्रः संपूर्णा दोषवर्जिताः ॥
तेषां गोत्रधनायूंषि संपूर्णान्यन्यथा न तु ॥ ७० ॥
गत्वा मिलितयोः प्रान्ते द्रव्यपित्रोश्च रेखयोः ॥
गृहबन्धो विनिर्देश्यो गृहभङ्गोऽन्यथा पुनः ॥ ७१ ॥
आयुर्लेखा कनिष्ठान्तर्लेखाः स्युर्गृहिणीप्रदा ॥
समाभिः शुभ शीलास्ता विषमाभिः कुशीलिका ॥ ७२ ॥
आयुर्लेखावसानाभिर्लेखाभिर्मणिबन्धतः ॥
स्पष्टाभिर्भ्रातरोऽस्पष्टतराभिर्जामयः पुनः ॥ ७३ ॥
मणिबन्धोन्मुखाश्चायुर्लेखायां यत्र पल्लवाः ॥
संपदस्तैर्बहिर्यान्ति विपदोऽङ्गुलि सम्मुखैः ॥ ७४ ॥
यवैरङ्गुष्ठमध्यस्थै विद्याख्यातिविभूतयः ॥
शुक्ले पक्षे तथा जन्म दक्षिणाङ्गुष्ठगैश्च तैः ॥ ७५ ॥

कृष्णपक्षे नृणां जन्म वामाङ्गुष्ठगतैर्यवैः ॥
यवैरङ्गुष्ठमूलात्थैस्तत्संख्याः सूनवो नृणाम् ॥ ७६ ॥
अनामिकान्तपर्वस्थाः प्रतिरेखाः प्रभुत्वकृत् ॥
उर्ध्वा पुनस्तले तस्याः धर्मरेखेयमुच्यते ॥ ७७ ॥
श्लिष्टान्यङ्गुलि मध्यानि द्रव्यसञ्चयहेतवे ॥
तानि चेच्छिद्रयुक्तानि त्यागशीलस्ततो नरः ॥ ७८ ॥
एकोऽप्याभिमुखस्तस्य मत्स्यः श्रीवृद्धिकारणम् ॥
संपूर्णौ किं पुनर्द्वौस्तः पाणिमूलस्थितौ नृणाम् ॥ ७९ ॥
तुलाग्राममथो वज्रं करमध्ये तु दृश्यते ॥
वाणिज्यं सिद्धयते तस्य पुरुषस्य न संशयः ॥ ८० ॥
उर्ध्वरेखा करे यस्य रेखाः स्युरङ्गुलित्रये ॥
नाना भोग सुखानि च समुद्र वचनं यथा ॥ ८१ ॥
आवर्ताः दक्षिणाः शस्ता सांगुष्ठाङ्गुलिपर्वसु ॥
ताम्राः स्निग्धोत्थितोत्तुङ्गपर्वाधोत्था नखाः शुभाः ॥ ८२ ॥
नखेषु बिन्दवः श्वेताः पाण्योश्चरणयोरपि ॥
आगंतवः प्रशस्ताः स्युरिति भोजनृपोऽभ्यधात् ॥ ८३ ॥
त्रिकोणरेखया सीर मूसलोलूखलादिना ॥
वस्तुना हस्तजातेन पुरुषः स्यात्कृषिबलः ॥ ८४ ॥

હાથની રેખાઓ લાલાશ ઉપર અને ઉંડી હોય તો ત્યાગી કરનાર, મધના જેવા પીળાશ ઉપરના રંગની હોય તો સુખી કરનાર બહુ પાતળી હોય તો લક્ષ્મી આપ-નાર અને શરૂઆતમાં મૂળવાળી હોય તો ( આરંભસ્થળમાં શાખાઓવાળી ) સૌભાગ્ય-શાળી કરનાર થાય છે. જે રેખાઓ છિન્નભિન્ન થએલી, શાખાઓવાળી, બેડોળ વિષમ, પોતાના સ્થાનથી રહિત, રંગ વગરની, ફાટેલી, કાળી વાદળી અને આછી હોય તો તે સારી નથી. પલ્લવો ( શાખાઓ ) વાળી રેખા ક્લેશ આપે છે. તૂટેલી રેખા

દ્રવ્ય હોવાના સશય ઉત્પન્ન કરે છે (ધનનો નાશ કરે છે) રગહીન રેખા (ભેડોળ લાગતી હોય તેવી રેખા) કદન્નભોજી કરનાર (તેલ, ઘી વગરનુ, ટાઢુ, ઉતરી ગએલુ, હલકા ધાન્યમાથી બનાવેલુ ભોજન કદન્ન કહેવાય છે) અને વિષમ રેખાઓ દ્રવ્યનો વિનાશ કરનારી છે મધ્યમાના ઉપલા પર્વની રેખા કરતા જો પ્રદેશિની લાબી હોય તો તેનો પિતાનો પક્ષ (પિતાનુ કુટુબ) ઘણો મોટો હોય છે અને પિતાની મિલ્કત પણ ઘણી હોય છે જો તે પર્વની ઉપલી રેખા કરતા પ્રદેશિની ટુકી હોય તો ઉપરોક્ત ફલ ઉલટુ હોય છે અર્થાત્ પિતાનુ કુટુબ તથા લક્ષ્મી બહુ થોડા હોય છે અનામિકાના ઉપલા પર્વની રેખા કરતા જો કનિષ્ઠિકા મોટી હોય તો તે મનુષ્યને ધનની વૃદ્ધિ કરનાર છે તેમજ તેના મોસાળનુ કુટુબ મોટુ હોય છે ઉર્ધ્વરેખા મણિબધથી નીકળી ઉર્ધ્વ દિશામા જાય છે આ રેખા પાચ પ્રકારની હોય છે આ રેખા જો અગુઠા ભણી જનારી હોય તો સુખ, રાજ્ય તથા લાભ આપનારી થાય છે જો આ રેખા તર્જની ભણી જતી હોય તો રાજા અથવા રાજા જેવો થાય મધ્યમા ભણી ગઇ હોય તો આચાર્ય, અથવા પ્રખ્યાત પુરુષ થાય અથવા રાજા કે સેનાપતિ થાય જો ઉર્ધ્વરેખા અનામિકા પર્યત ગઈ હોય તો મોટો વેપારી તેમજ ધનવાન થાય છે અને જો કનિષ્ઠિકા ભણી ગઈ હોય તો તે રેખાથી મોટો શ્રેષ્ઠ પડિત થાય છે ઉષ્ણ, લાલ, પરસેવા વગરનો, છિદ્ર રહિત, સ્નિગ્ધ, માસલ, તાબા જેવા નખવાળો, લાબી આગળીઓવાળો અને વિશાળ હાથ વખાણવા લાયક છે હાથનુ તળીયું લાલ હોય તો ધનવાન, વાદળી હોય તો દારૂડીઓ, પીળુ હોય તો અગમ્યાગમન કરનાર અને કાળુ હોય તો નિર્ધન થાય છે મણિબધ થી પિતૃરેખા, કરભથી વૈભવ અને આયુષ્યની એમ બે રેખાઓ આમ ત્રણ રેખાઓ તર્જની અને અગુઠા વચ્ચે જાય છે જેમને આ ત્રણે રેખાઓ સપૂર્ણ અને દોષ રહિત હોય તેમને ગોત્ર ધન તથા આયુષ્યનુ સપૂર્ણ સુખ હોય છે અન્યથા નથી હોતુ જેઓને દ્રવ્ય અને પિતાની રેખાઓ અત ભાગમા (તર્જની અને અગુઠાના વચ્ચેના ભાગમા) મળેલી હોય છે તેઓ ઘર બધાવે છે જો છુટી હોય તો તેમનો ઘરભગ થાય છે આયુરેખા અને કનિષ્ઠિકાના મૂળ વચ્ચેના ભાગમા આવેલી રેખાઓ સ્ત્રી લાભની રેખાઓ છે આ રેખાઓ જો સરલ હોય તો સ્ત્રીઓ સચ્ચરિત્ર હોય છે વિષમ હોય તો દુશ્ચરિત્ર હોય છે મણિબધથી લઈ આયુરેખા સુધી (કરભ ઉપર) આવેલી રેખાઓ જો સ્પષ્ટ હોય તો તેટલા ભાઈ, અને અસ્પષ્ટ હોય તો બ્હેનોની દ્યોતક છે આયુ-રેખામાથી મણિબધ ભણી જનારા પલ્લવો (શાખાઓ) હોય તે સપત્તિસૂચક છે અને જો તે પલ્લવો આગળીઓ ભણી જતા હોય તો વિપત્તિ આપનારા છે અગુઠાના મધ્ય (પર્વ) મા યવ હોય તો વિદ્યા, ખ્યાતિ અને વૈભવના સૂચક છે જો જમણા અગુઠામા હોય તો શુક્લપક્ષમા જન્મ જાણવો ડાબા અગુઠામા યવ હોય તો કૃષ્ણ પક્ષમા જન્મ જાણવો અગુઠાના મૂળમા યવ હોય તો જેટલા યવ તેટલા છોકરા થશે એમ સમજવુ અનામિકાના મૂળમાથી નીકળી છેક ઉપરના પર્વ સુધી ઉર્ધ્વરેખા

उत्तरा आदिमध्यान्ते चारुमध्याल्पलाभदाः ॥
आदिस्थे उत्तरे शीघ्रं मध्यस्थे स्याद्विलंबत ॥ १२ ॥
अन्तस्थे चिरकालेन कालोऽप्येवं नियुज्यते ॥
अच त येषु वर्गेषु तथा कटपशेषु च ॥ १३ ॥
स्थानेऽन्यत्र विज्ञेया यथासंख्यक्रमात्तथा ॥
अत वर्गे गृहे स्वीये चय वर्गेऽन्यतस्तथा ॥ १४ ॥
कप वर्गे च देशे तु ट श वर्गेऽन्यदशतः ॥
स्वरोत्तरो विशिष्ठः स्यान्मध्यमो मिश्रके तथा ॥ १५ ॥
प्रश्नाः सूक्ष्माक्षरैर्ग्राह्याः सर्वमात्रा समन्विताः ॥
ध्रुवकं प्रक्षिपेद्राशौ चत्वारिंशद्विरुत्तरम् ॥ १६ ॥
त्रिभिर्विहृत्य वै भाज्यं शेषांकेन फल दिशेत् ॥
एकेन विद्यते वस्तु द्वाभ्यां लभ्यं न शून्यतः ॥ १७ ॥

॥ इति लाभालाभप्रकरणम् ॥

જે પ્રશ્નો ઉત્તર સજ્ઞક વર્ણોમા થએલા હોય છે, તે નિરતર મનોવાઞ્છિત ફલનો લાભ કરે છે અધરસજ્ઞક ઉત્તરસજ્ઞક વર્ણોથી યુક્ત હોય તો પણ થોડુ ઘણો લાભ આપે છે જ પ્રશ્નના આદિ, મધ્ય કે અતભાગમા જો ઉત્તરસજ્ઞક વર્ણો હોય તો ઉત્તમ, મધ્યમ અને અલ્પ ફળ આપનારા બને છે જો પ્રશ્નના આદિ ભાગમા ઉત્તરસજ્ઞક વર્ણો હોય તો શીઘ્ર કાર્યસિદ્ધિ થાય છે મધ્યમા હોય તો વિલબથી કાર્યસિદ્ધિ થાય છે અને અતમા હોય તો ઘણા લાગા કાળે કાર્યસિદ્ધિ થાય છે આ પ્રમાણે કાળ નિર્ણય થઈ શકે છે અ, ચ, ત, ય એ વર્ગો તથા ક, ટ, પ, શ એ વર્ગો ઉપરથી પોતાના સ્થાનમા યા બીજે કાર્યસિદ્ધિ થશે તેનો નિર્ણય જાણવો, જો અવર્ગ કે તવર્ગ હોય તો પોતાના સ્થાનમા, ચવર્ગ અને યવર્ગ હોય તો બીજી જગ્યાએ કાર્યસિદ્ધિ થાય છે કવર્ગ અને પવર્ગ હોય તો દેશમા અને ટવર્ગ તથા શવર્ગ હોય તો પરદેશમા કાર્યસિદ્ધિ થશે ઉત્તરસજ્ઞક સ્વર વિશિષ્ટ ફળ આપનાર છે છતા મિશ્ર વર્ણોમા તે મધ્યમ ફળ આપે છે પ્રશ્નના દરેક અક્ષરોની સૂક્ષ્મ રીતે માત્રાઓ સાથે ગણના કરવી પછી તે અક સખ્યામા ૪૨ નો આક ધ્રુવક તરીકે

ઉમેરવો. અને ત્રણથી ભાગ આપવો. તથા શેષ પ્રમાણે ફળ કહેવું. એક શેષ વધે તો વસ્તુ વિદ્યમાન છે, બે વધે તો મળશે, અને શૂન્ય વધે તો નહિ મળે એમ જાણવું. ૧૫ થી ૧૭

ઇતિ લાભાલાભપ્રકરણ

---

सुखदुःखमतो वाच्यमुत्तरैः पृच्छतः सुखम् ॥
अधरैर्दुःखमाप्नोति गणित्वा निर्णयेत्पुनः ॥ १८ ॥
प्रश्नाः सूक्ष्माक्षरैर्ग्राह्या श्चत्वारिंशन्समन्विताः ॥
त्रिभिर्भागेन प्रश्नस्य शेषांकेन फलं दिशेत् ॥ १९ ॥
एकेन स्यान्महासौख्यं द्वाभ्यां चैव तु मध्यमम् ॥
शून्ये शून्यं विजानीयाद्दिनसंख्या तु वर्गतः ॥ २० ॥

॥ इति सुखदुःखप्रकरणम् ॥

સુખદુઃખના પ્રશ્નમાં જો ઉત્તરસંજ્ઞક વર્ણોવાળો પ્રશ્ન હોય તો સુખ, અને **અધર**સંજ્ઞક વર્ણોવાળો પ્રશ્ન હોય તો દુઃખ પામશે એમ નિર્ણય કરવો. પ્રશ્નના અક્ષરોની સંખ્યાનો યોગ કરવો. અને તેમાં ૪૦ ઉમેરવા પછી ત્રણથી ભાગ આપવો. એક શેષ વધે તો મહાસુખ કહેવું. બે શેષ વધે તો મધ્યમ સુખ કહેવું. અને શૂન્ય વધે તો શૂન્ય સમજવું. અને વર્ગની સંખ્યા પ્રમાણે દિવસની સંખ્યા સમજવી. ૧૮ થી ૨૦

ઇતિ સુખદુઃખપ્રકરણ

---

निरन्तरोत्तराः प्रश्नाः अं अः स्वरविवर्जिताः ॥
इ वर्णेन युताः सर्वे पञ्चमा मृत्युकारकाः ॥ २१ ॥
कटपशा इ मिश्रास्तु उत्तरैश्च युता मताः ॥
उत्तरैर्व्यंजनाद्यैः स्युर्मिश्रिता उत्तराः स्वराः ॥ २२ ॥
विशेषेण शुभाः ज्ञेयाः कालसंख्या च कथ्यते ॥
दिनान्यालिंगिते प्रश्ने मासाः स्युरभिधूमिते ॥
वदेद्वर्षाणि दग्धे तु कालस्याऽप्येष निर्णयः ॥ २३ ॥

प्रश्नाः सूक्ष्माक्षरैर्ग्राह्याः मर्व मात्रासमन्विताः ॥
ध्रुवकं प्रक्षिपेद्राशौ पडक्षः स च मध्यगः ॥ २४ ॥
दत्ते भागे भवेत्कालो नैक शेपंप्रतिमृतम् ॥
द्वि शून्ये तथा शेपे रोगिणोऽशुभमादिशेत् ॥ २५ ॥
उत्तरैः उर्ध्वगामी स्याद्दग्धैर्यात्यधरं मृतः ॥
मर्त्यलोके तयोरन्यैरेवं जननमादिशेत् ॥ २६ ॥

॥ इति जीवितमृत्युप्रकरणम् ॥

અ અને અ એ બે સ્વરથી રહિત ઉત્તરસંજ્ઞક વર્ણો નિરંતર રોગને હરનારા છે પરંતુ ઈ સ્વરથી યુક્ત પાચમા વર્ણો (વર્ગોના પાચમા વર્ણો) મૃત્યુ કરનારા છે કવર્ગ, ટવર્ગ, પવર્ગ, શવર્ગ તથા ઈકારનુ મિશ્ર ફળ છે ઉત્તરસંજ્ઞક સ્વરોથી યુક્ત થએલા મૃતસંજ્ઞક (દગ્ધ) વર્ણોનુ ફળ મિશ્ર છે ઉત્તરસંજ્ઞક વ્યંજનોથી યુક્ત ઉત્તરસંજ્ઞક સ્વરો વિશેષ કરીને શુભ ફળ આપનારા છે પ્રશ્નમા આલિંગિતથી દિનમો, અભિધૂમિતથી માસ અને દગ્ધથી વર્ષ એમ કાળની ગણત્રી કહેવાય છે અને રોગ પ્રશ્નમા પણ કાળનિર્ણય માટે એજ વિધિ છે પ્રશ્નના દરેક સૂક્ષ્માક્ષરો અને માત્રાઓનો યોગ કરવો તેમા ૫૬ નો ધ્રુવાંક ઉમેરવો ત્રણથી ભાગ આપવો જો એક શેષ રહે તો જીવિત છે, એમ જાણવુ પરંતુ જો બે કે શૂન્ય શેષ વધતા હોય તો રોગીનુ શુભ થતુ નથી, અર્થાત્ મૃત્યુ થાય છે પ્રશ્નમા ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો પ્રાણીની ઉર્ધ્વગતિ થાય છે જો દગ્ધસંજ્ઞક વર્ણો હોય તો અધોગતિ થાય છે અને જો અભિધૂમિત વર્ણો હોય તો મૃત્યુલોકમાજ જીવનો પુનર્જન્મ થાય છે જેવી રીતે મૃત્યુની ગતિનો નિર્ણય કર્યો તેવીજ રીતે જીવ કયા લોકમાથી આવ્યો છે, તેનો નિર્ણય કરવો ૨૧ થી ૨૬

ઇતિ જીવિતમૃત્યુપ્રકરણ

---

जयं पराजयं वक्ष्ये भूपानां सुखकारकम् ॥
सर्वोत्तरैर्जयो नित्य विशिष्टश्चोत्तरोत्तरै· ॥ २७ ॥
आदिमध्यावसानेपूत्तरेपु क्रमतो जयः ॥
उवर्ण मिश्रितेपु स्यात्पञ्चमेपु तथैव च ॥ २८ ॥
पराजयोऽधरैर्नूनं उ ऊ अं अः स्वरैस्तथा ॥
तश वर्गे तथा ज्ञेया गणित्वा निर्णयेत्पुनः ॥ २९ ॥

प्रश्नाः सूक्ष्माक्षरैर्ग्राह्याः सर्वमात्रासमन्विताः ॥
ध्रुवकं प्रक्षिपेद्राशौ त्रिविंशतिसमसंख्यकः ॥ ३० ॥
गुणैर्भागः प्रदातव्यः एकेन जयमादिशेत् ॥
द्वाभ्यां साम्यं द्वयोर्ज्ञेयं शून्ये शून्यं पराजयः ॥ ३१ ॥

॥ इति जयपराजयप्रकरणम ॥

હવે રાજાઓને સુખ આપનાર જય-પરાજય વિષે કહું છું. પ્રશ્નમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો હંમેશ જય થાય છે. જો ઉત્તરોત્તરવર્ણ હોય તો ખાસ કરીને જય મળે છે. ઉત્તરસંજ્ઞક વર્ણો આદિ, મધ્ય કે અંત્યમાં રહ્યા હોય તો અનુક્રમે આદિ, મધ્ય અને અંત્યમાં જય મળે છે. ઉવર્ણથી મિશ્રિત પંચમવર્ણથી પણ તેવીજ રીતે જય (સાધારણ) મળે છે. અધરવર્ણોથી તેમજ ઉ ઊ અં અને અઃ એ સ્વરોથી, ત અને શ વર્ગથી નક્કી પરાજય મળે છે. આ બધું સમજીને નિર્ણય કરવો. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોની માત્રા સહિત ગણના કરવી. અને તેમાં ૨૦નો ધ્રુવક ઉમેરવો. ત્રણથી ભાગ આપવો એક વધે તો જય, બે વધે તો સંધિ અને શૂન્ય વધે તો પરાજય સમજવો. ૨૭થી૩૧

ઇતિ જયપરાજયપ્રકરણ

---

भूच्छत्रयोस्तथा वक्ष्ये भङ्गाभङ्गं समासतः ॥
अधरैर्भङ्ग एव स्यादभङ्गश्चोत्तरैः सदा ॥ ३२ ॥
मिश्रकैः सन्धिरेव स्याद्दिनसंख्या च वर्गतः ॥ ३३ ॥

॥ इति भूच्छत्रभङ्गप्रकरणम् ॥

ભૂ (જમીન) તથા છત્રના ભંગાભંગ સંબંધી હવે સંક્ષેપમાં કહું છું. જો પ્રશ્નમાં અધરસંજ્ઞક વર્ણો હોય તો નક્કી ભંગ થાય છે. ઉત્તરસંજ્ઞકવર્ણોથી ભંગ થતો નથી. અને મિશ્રવર્ણોથી સંધિ થાય છે. ફળ ક્યારે મળે તે વર્ગની સંખ્યા ઉપરથી જાણવું. ૩૨-૩૩

ઇતિ ભૂચ્છત્રભંગાભંગપ્રકરણ

---

अतः परं प्रवक्ष्यामि चिन्ताप्रकरणं शुभम् ॥
उर्ध्वदृष्टिर्भवेज्जीवो अधोदृष्टिश्च मूलके ॥ ३४ ॥
समालोकनं धातौ प्रश्नभेदस्ततः परम् ॥ ३५ ॥

अकारौद्वौविकारश्च ए उ अः स्वरसंयुताः ॥
कचटादिचतुष्कंच यश ह्वा जीवसंज्ञकाः ॥ ३६ ॥
उऊ अं स्वरसंयुक्तास्तपा आदिचतुष्ककम् ॥
वसाभ्यां सहिता वर्गा धातोरुक्ता त्रयोदश ॥३७॥
ई ऐ औ स्वरसंयुक्ता वर्गाणां पञ्चमाक्षराः ॥
यस्याधिक्यं भवेत्प्रश्ने स योनिः संशयं विना ॥३८॥
जीवाक्षरैर्भवेज्जीवो धातुर्धात्वक्षरैः सदा ॥
मूलं मूलाक्षरैर्ज्ञेयं मिश्रकैर्मिश्रकं भवेत् ॥३९॥
स्वरोत्तरैर्भवेज्जीवो धातुः स्यादधरैः स्वरैः ॥
स्वरोत्तराधरौ योगे मूलमेव न संशयः ॥४०॥

આના પછી હું શુભ એવા ચિંતા પ્રકરણને કહું છું, ઉત્તરસંજ્ઞક વર્ણનો પ્રશ્ન હોય તો જીવ અધરસંજ્ઞક વર્ણ હોય તો મૂલ અને મિશ્રસંજ્ઞકવર્ણ હોય તો ધાતુ એમ પ્રશ્નનો ભેદ સમજવો અ, આ, ઈ, એ, ઉ અને અ એ સ્વરો તથા ક, ચ તથા ટ વર્ગના પહેલા ચારવર્ણો ય, શ તેમજ હ એ જીવસંજ્ઞક છે ઉ, ઊ, અને અ એ સ્વર, ત વર્ગ તથા પવર્ગના પહેલા ચાર વર્ણો, વકાર અને સકાર એ પ્રમાણે તેર અક્ષરો ધાતુસંજ્ઞક છે ઈ, ઐ, ઔ એ સ્વર તથા વર્ગોના પાંચમા અક્ષરો રકાર તથા ષકાર એમ દસ વર્ણો મૂલસંજ્ઞક છે પ્રશ્નમાં જેનું આધિક્ય હોય તેની જાતિ (ધાતુ, મૂળ કે જીવ) નિશ્ચય હોય છે જીવસંજ્ઞક અક્ષરો હોય તો જીવ, ધાતુસંજ્ઞક અક્ષરો હોય તો ધાતુ અને મૂલસંજ્ઞક અક્ષરો હોય તો મૂળ તથા મિશ્રવર્ણો હોય તો મિશ્રજાતિ થાય છે ઉત્તરસંજ્ઞક સ્વર જીવસંજ્ઞક છે અધરસંજ્ઞક સ્વર ધાતુ-છે, અને ઉત્તર તથા અધરસ્વરના મિશ્રણમાં નિસંશય મૂલ થાય છે. ૩૪થી૪૦

प्रश्नं सूक्ष्माक्षरैर्ग्राह्यं सर्वमात्रासमन्वितम् ॥
त्रिभिर्भागे प्रदत्ते स्याद्यच्छेषं तत्तु चिन्तयेत् ॥ ४१ ॥
एकद्विशून्यशेषाः स्युर्जीवं मूलं च धातव ॥
जीवमूलकधातूनां व्यक्तिर्ज्ञेयोपदेशतः ॥४२॥
उत्तरैरक्षरैरेषामुत्तमं चिन्तितं विदुः ॥
उतमे च परिज्ञाते व्यक्तिः स्यादभिधानतः ॥४३॥

ह्रस्वैर्नरोऽबला दीर्घैर्द्वयोर्योगे नपुंसकः ॥
प्रश्नः सूक्ष्माक्षरैर्ग्राह्यः सर्वमात्रासमन्वितः ॥ ४४ ॥
त्रिभिर्भागः प्रदातव्य एकशेषे भवेन्नरः ॥
द्वाभ्यां नारी तथा शून्ये निश्चितं स्यान्नपुंसकम् ॥ ४५ ॥
बालो युवा तथा वृद्धा एकद्विशून्य शेषतः ॥
एवं वर्णस्तथा ज्ञेयो गौरः श्यामश्च मिश्रितः ॥ ४६ ॥

પ્રશ્નોના સૂક્ષ્માક્ષરો માત્રાસહિત ગણવા અને ત્રણથી ભાગ આપવો. જે શેષ રહે તેના ઉપરથી વિચાર કરવો. એક શેષ રહે તો જીવ, બે રહે તો મૂળ અને શૂન્ય રહે તો ધાતુ સમજવી. આ પ્રમાણે જીવ, મૂળ અને ધાતુનું સ્પષ્ટિકરણ જાણવું. જો ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો તેમની ઉત્તમ પ્રકારની સ્થિતિ જાણવી. જો ઉત્તમ છે, એમ સિદ્ધ થાય તો તેના નામ ઉપરથી તેનું સ્પષ્ટિકરણ સમજી લેવું. જો હ્રસ્વવર્ણો હોય તો પુરુષ, દીર્ઘ હોય તો સ્ત્રી અને હ્રસ્વ તથા દીર્ઘનો યોગ હોય તો નપુંસક જાણવો. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો માત્રા સાથે યોગ કરવો. પછી તેમાં ત્રણથી ભાગ આપવો, જો એક શેષ રહે તો પુરુષ, બે રહે તો સ્ત્રી તથા શૂન્ય રહે તો નપુંસક સમજવો. એક, બે અને શૂન્ય વડે અનુક્રમે બાલ, યુવા તથા વૃદ્ધ એમ સમજવું, અને તેવીજ રીતે અનુક્રમે ગૌર, શ્યામ તથા મિશ્ર રંગ સમજવો. ૪૧થી૪૬

प्रश्नाक्षरसमं नाम प्रायेण सर्ववस्तुनः ॥
उत्तरैरक्षरैः प्रश्ने नाम स्यादधराक्षरम् ॥ ४७ ॥
अधरैरुत्तरं नाम मिश्रकैर्मिश्रकं विदुः ॥
प्रश्नमेकाक्षरं द्वौ वा चिन्तिते पतितं ध्रुवम् ॥ ४८ ॥
अकाराद्यक्षरैर्ग्राह्यः संकटो विकटोऽपरः ॥
संयुक्तं स्यादसंयुक्तमाद्यद्वितीयमक्षरम् ॥ ४९ ॥
संकटैः प्रवरं वस्तु दीर्घाकारं विनिर्दिशेत् ॥
अच्छिद्रं विकटैर्वस्तु द्वयोर्योगेऽस्ति वर्तुलम् ॥ ५० ॥
दशभिर्मिश्रितं राशिं गुणयेद्द्वादशैस्ततः ॥
सप्तभिर्हृतभागेस्याल्लब्धाङ्के वर्गनिश्चयः ॥ ५१ ॥

तन्निश्चये यथासंख्यमक्षरस्यापि निश्चयः ॥
मूलराशेश्च शेषेण वर्गः स्यादंकसंख्यया ॥ ५२ ॥
संयुक्ताक्षर प्रश्ने च तद्वर्गव्यञ्जनद्वयम् ॥
संबुध्यान्वेष्य यत्नेन चिन्तितं लक्षयेत्पुनः ॥ ५३ ॥
पृच्छको दिशि यस्य स्याद्दिग् पृच्छकस्य चिन्तने ॥
यच्च जीवादिकं पश्येच्चिन्ता तस्य विनिर्दिशेत् ॥ ५४ ॥
अंकादिकं स्पर्शयेद्यत्प्रमाणं तत्र वस्तुनः ॥ ५५ ॥

इति चिन्ताप्रकरणम्

પ્રશ્નના અક્ષરો પ્રમાણે પ્રાય દરેક વસ્તુનું નામ હોય છે ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો અધરાક્ષરનુ નામ હોય છે અને અધરસંજ્ઞક વર્ણો હોય તો ઉત્તરસંજ્ઞક વર્ણોવાળુ નામ હોય છે, મિશ્રવર્ણોથી મિશ્ર નામ હોય છે એકાક્ષર યા બે અક્ષરવાળા ગમે તેટલા અક્ષરોવાળો પ્રશ્ન હોય તો પણ તેને અકારાદિ અક્ષરોના ક્રમથી આલિંગિતાદિ રીતે નિશ્ચિત કરવો જો પ્રશ્નમા પ્રથમ અથવા દ્વિતીયાક્ષર જોડાક્ષર હોય તો સંકટ, અને જોડાક્ષર ન હોય તો વિકટ નામની સંજ્ઞા સમજવી સંકટ પ્રશ્ન હોય તો મોટી તેમજ દીર્ઘાકાર વસ્તુ સમજવી વિકટસંજ્ઞક પ્રશ્ન હોય તો છિદ્ર વગરની વસ્તુ સમજવી જો સંકટ અને વિકટનુ એકીકરણ થયુ હોય તો ગોળ વસ્તુ સમજવી પ્રશ્નાક્ષરોના માત્રા સહિતના યોગને દશથી યુક્ત કરી, બારથી ગુણવા, અને સાતથી ભાગ આપવો. જે શેષ રહે તે વર્ગ સમજવો વર્ગની સંખ્યા પ્રમાણે, તેમજ પ્રશ્નાક્ષરની સંખ્યા પ્રમાણે, તેમજ પ્રશ્નાક્ષરની સંખ્યા પ્રમાણે વસ્તુની સંખ્યાનો નિર્ણય કરવો મૂલરાશિ (સંખ્યા)ની શેષ પ્રમાણે વર્ગના અંકની સંખ્યા સમજવી સંયુક્તાક્ષર પ્રશ્નમા તે વર્ગના બે વ્યંજન ગણવા. આ પ્રમાણે બુદ્ધિપૂર્વક મૂક પ્રશ્નનો (ચિંતા કઈ વસ્તુ સંબંધી છે ? શાનો પ્રશ્ન છે, તેનો) નિર્ણય કરવો કઈ દિશાનો પ્રશ્ન છે ? તેના નિર્ણય માટે પૂછનાર જે દિશામા હોય તે દિશાનો પ્રશ્ન સમજવો તેમજ જે જીવાદિ વસ્તુને જુએ તે સંબંધી પ્રશ્ન છે, એમ સમજવુ વળી જે અંકાદિને સ્પર્શ કરે તે અંક મુજબની વસ્તુઓની સંખ્યા સમજવી ૪૭ થી ૫૫

ઇતિ ચિંતાપ્રકરણ

---

वर्णधर्मो भवेद्वर्गे उत्तरो विघ्नवर्जितः ॥
विघ्नंस्यादधरैर्वर्गैर्मिश्रकैर्मध्यमो भवेत् ॥ ५६ ॥

कटनजखझा वर्णाः उ ऊ अं अ स्वरैर्युताः ॥
एभिः स्वरैस्तथा मिश्राः पञ्चमा वर्णिभोगदाः ॥ ५७ ॥
बटधफरता वर्णा सशौ च प्रश्नमध्यतः ॥
इवर्णं मिश्रिताश्चेत्स्युस्तपोभङ्गस्तदादिशेत् ॥ ५८ ॥
वर्गैर्मोक्षादिकं सौख्यं वर्चस्वमुत्तरोत्तरैः ॥ ५९ ॥

॥ इति वर्णिधर्मप्रकरणम् ॥

જો પ્રશ્નમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો સંન્યાસીનો ધર્મ વિઘ્ન રહિત રહે છે. અધરસંજ્ઞક વર્ણો હોય તો વિઘ્ન યુક્ત રહે છે. અને જો મિશ્રવર્ણો હોય તો મધ્યમ પ્રકારથી ( સાધારણ વિઘ્ન યુક્ત ) રહે છે. ક, ટ, ન, જ, ખ અને ઝ એ વ્યંજનો ઉ ઊ અં અને અઃ એ સ્વરોથી યુક્ત હોય અથવા ઉ ઉ અં અને અઃ એ સ્વરોથી યુક્ત મિશ્રસંજ્ઞકવ્યંજનો તથા વર્ગોના પાંચમાં વ્યંજનો વર્ણિ-( સંન્યાસી, બ્રહ્મચારી)ને ભોગ આપનાર છે. બ, ટ, ધ, ફ, ર ત તથા સ અને શ જો ઇથી યુક્ત થઈ પ્રશ્નમાં રહ્યા હોય તો તે વર્ણિના તપનો ભંગ કરનાર થાય છે. વર્ગની ઉત્તરાધર સંજ્ઞા પ્રમાણે મોક્ષાદિક સમજવી. અને ઉત્તરોત્તર સંજ્ઞક જો પ્રશ્ન હોય તો વર્ણિને વર્ચસ્વ તથા સુખ મળે છે તેમ જાણવું. ૫૭ થી ૫૯

ઇતિ વર્ણિધર્મપ્રકરણ

---

अकारादिषु वर्गेषु पूर्वतटः दिशः क्रमात् ॥
अमीषामपि वर्गाणांमधरस्वरविवर्जिताः ॥ ६० ॥
वर्णाङ्कसहिताः स्युश्चेत्तदा पूर्वादिशं वदेत् ॥
तथैकामेकवर्गस्य स्वराधरविवर्जिताः ॥ ६१ ॥
वर्णाः स्युश्चेत्तदा नूनं पश्चिमाशां विनिर्दिशेत् ॥
स्वरव्यंजनविदग्धे स्यात्संहतेर्दक्षिणा सदा ॥ ६२ ॥
अधरैरेव वर्णैश्च निश्चितैरुत्तरा भवेत् ॥
प्रश्नाः सूक्ष्माक्षरैर्ग्राह्याः सर्वमात्रासमन्विताः ॥ ६३ ॥
ध्रुवकं प्रक्षिपेद्राशौ त्रिर्दशैर्मिश्रितं ततः ॥
भागोदेयोऽष्टभिः पश्चाच्छेषांकेन दिशं वदेत् ॥ ६४ ॥

लब्धांकेन प्रमाणं स्याच्छून्यशेषं यदाभवेत् ॥
तदोर्ध्वादिग्विनिर्देश्या वाधो भागं विनिर्दिशेत् ॥ ६५ ॥

॥ इति दिग्प्रकरणम् ॥

અકારાદિ આઠ વર્ગોની અનુક્રમે પૂર્વાદિ દિશાઓ છે આ વર્ગો પૈકી પણ અધરસંજ્ઞક સ્વરોથી રહિત વ્યજનો હોય તો પૂર્વદિશા કહેવી તેમજ અવર્ગના અધરસંજ્ઞકથી રહિત સ્વરમાત્ર હોય તો પશ્ચિમદિશા કહેવી સ્વર અને વ્યજનો ભેગા હોય તો દક્ષિણ દિશા કહેવી અધરસંજ્ઞક સ્વરોથી નક્કી ઉત્તર દિશાજ જાણવી પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો માત્રાઓ સહિત યોગ કરવો અને તેમા તેર ધ્રુવાંક તરીકે ઉમેરવા પછી આઠથી ભાગ આપવો અને શેષ રહે તે પ્રમાણે પૂર્વાદિ દશાઓ જાણવી શૂન્ય શેષ વધે ત્યારે ઉર્ધ્વ કે અધોભાગ પણ કહેવો ૬૦ થી ૬૫

ઇતિ દિગ્પ્રકરણ

---

यादृक्दिनादि कालोऽयं पृच्छातो वदति ततः ॥
वक्ष्ये कालप्रमाणं तत् संख्याकालक्रमेण च ॥ ६६ ॥
पक्षो मासो दिनं वर्षं पक्षआद्ये वदेत्तथा ॥
दिनान्यादि तृतीये च, वर्णे ज्ञेया द्वितीयके ॥ ६७ ॥
मासा वर्षाणि तूर्ये तु वर्षमासौ च पञ्चमे ॥
मिश्रके मिश्रकं वाच्यं गणित्वा निर्णयेत्पुनः ॥ ६८ ॥
प्रश्नं सूक्ष्माक्षरैर्ग्राह्यं दशपञ्चयुतं ततः ॥
कालैर्भागः प्रदातव्यस्त्रिशेषे स्युश्च वासराः ॥ ६९ ॥
समशेषे तथा मासा वर्षाणि शून्यशेषतः ॥ ७० ॥

॥ इति कालप्रकरणम् ॥

જેવી રીતે પ્રશ્ન ઉપર સમય નિર્ણય થાય છે, તેવીજ રીતે સખ્યાના ક્રમથી હુ પણ કાલનુ પ્રમાણ કહુ છુ પક્ષ, માસ, દિવસો અને વર્ષ એ પ્રમાણે કાળભેદ છે જો પ્રશ્નમા આદ્યવર્ણો હોય તો પક્ષ, તૃતીયવર્ણો હોય તો દિન, બીજાવર્ણો હોય તો માસ, ચોથા વર્ણો હોય તો વર્ષ અને પાચમા વર્ણો હોય તો વર્ષ તથા માસનુ સમિશ્રણ કહેવુ જો મિશ્રસંજ્ઞક વર્ણો હોય તો મિશ્રકાળ કહેવો પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો યોગ કરી તેમા ધ્રુવક તરીકે ૫૬ર ઉમેરવા અને ચારથી ભાગ આપવો. જો ત્રણ શેષ

રહે તો દિવસ, બે શેષ રહે તો માસ ( એક શેષ રહે તો પક્ષ ) અને શૂન્ય શેષ રહે તો વર્ષ સમજવાં. ૬૧ થી ૭૦

ઇતિ કાલપ્રકરણ

---

अर्घकाण्डमतो वक्ष्ये वणिजां हितकाम्यया ॥
समर्घमुत्तरैर्धान्यं महर्घमधरैर्भवेत् ॥ ७१ ॥
पृच्छकः स्यात्स्वयं श्रेष्ठिः मानः क्रयाणकं तथा ॥
तयोर्नामाक्षरप्रश्ने गण्यन्ते व्यंजनं स्वराः ॥ ७२ ॥
गणित्वा पृच्छकस्थाने तत्संख्यांकं लिखेत्ततः ॥
द्वयोः राश्योर्हरेद्भागं प्रश्नसंख्यैः स्वरैस्तदा ॥ ७३ ॥
व्यञ्जनानां भवेद्राशौ शेषाधिक्ये समर्घता ॥
द्वयो राश्योः समे शेषे साम्यं शून्ये महर्घता ॥ ७४ ॥

॥ इत्यर्घप्रकरणम् ॥

હવે હું વેપારીઓના હિતની ઇચ્છાથી અર્ઘકાંડ કહું છું. પ્રશ્નમાં જો ઉત્તર સંજ્ઞકવર્ણો હોય તો સમર્ઘ અને અધરસંજ્ઞક હોય તો મહર્ઘ થાય છે. પૂછનાર શેઠ છે. અને પ્રશ્ન વેચવાની વસ્તુ છે. આ બંનેના નામના સ્વર અને વ્યંજનોની જુદી જુદી ગણના કરવી. પછી પ્રશ્નોની સંખ્યા મુજબના અંકથી સ્વર તથા વ્યંજનોની સંખ્યામાં ભાગ આપવો. જો સ્વર કરતાં વ્યંજનોની સંખ્યાની વધારે શેષ વધે તો સમર્ઘ થશે. જો સ્વર અને વ્યંજન બંનેની સરખી શેષ વધે તો ભાવ સરખા રહેશે. અને બંનેની શેષ શૂન્ય રહે તો મહર્ઘતા થશે (એમ કહેવું) ૭૧ થી ૭૪.

ઇતિ અર્ઘપ્રકરણ

---

वर्गोत्तरे भवेद्गर्भो वंध्या गर्भाधरैः सदा ॥
आदि मध्यावसानस्थो गर्भः स्यादुत्तरैः क्रमात् ॥ ७५ ॥
उत्तरैः पुत्र एव स्यात्स्त्रीणां गर्भे सुताधरैः ॥
षण्ढं स्यात्पञ्चमे वर्णे उत्तरैश्चोत्तरोत्तरैः ॥ ७६ ॥

प्रश्नं सूक्ष्माक्षरैर्ग्राह्यं एकादशयुतं ततः ॥
द्वाभ्यां भागे प्रदत्ते स्याच्छेषाङ्के गर्भसम्भवः ॥७७॥
शून्ये शून्यं विजानीयात् स्त्रीणां नामाक्षराणि च ॥
द्विगुणानि प्रकुर्वीत तिथिवाराक्षरैर्युतः ॥७८॥
द्वाभ्यां भागे प्रदत्ते स्यादेकशेषे वदेन्नरः ॥
शून्ये नारी सदा ज्ञेया शेषमप्युपदेशतः ॥७९॥

॥ इति गर्भप्रकरणम् ॥

જો પ્રશ્નમા ઉત્તરસજ્ઞક વર્ણો હોય તો તો ગર્ભ છે, એમ સમજવુ અધરસજ્ઞક વર્ણો હોય તો વધ્યગર્ભા (વાંઝણી) છે, એમ જાણવું ઉત્તરસજ્ઞકવર્ણો આદિ, મધ્ય કે અંતમા રહેલા હોય તો પહેલો વચલો કે છેલ્લો ગર્ભ ક્રમ મુજબ સમજી લેવો સ્ત્રીઓના ગર્ભ પ્રશ્નમા જો ઉત્તરસજ્ઞક વર્ણો હોય તો પુત્રજ હોય, અને અધરસજ્ઞક વર્ણો હોય તો પુત્રી હોય, અને જો ઉત્તરોત્તરસજ્ઞક વર્ણો પ્રશ્નના અત્યમા હોય, અને પ્રશ્નમાં વર્ણોના પચમવર્ણો હોય તો નપુસક હોયએમ સમજવું પ્રશ્નના સૂક્ષ્માક્ષરોની ગણુના કરી સરવાળામા ધ્રુવાક તરીકે અગિયાર ઉમેરી બેથી ભાગ આપવો. જો શેષ વધે તો ગર્ભ છે એમ સમજવુ અને શેષ ન વધે તો શૂન્ય છે ( ગર્ભ નથી ) એમ સમજવુ સ્ત્રીના નામાક્ષરોના યોગને દ્વિગુણિત કરવો. તેમા તિથિ વારના અક્ષરો જોડી દેવા પછી બેથી ભાગ આપવો એક શેષ વધે તો પુત્ર અને શૂન્ય વધે તો પુત્રી સમજવી આમ ગુરૂપદેશથી ગર્ભ પ્રશ્ન સબધી સમજવા યોગ્ય શેષ બીનાઓ પણ જાણી લેવી ૭૫ થી ૭૯

ઇતિ ગર્ભપ્રકરણ

---

उत्तरैरागमो वर्गैरधरैः स्यादनागमः ॥
अधरः स्वरसंयुक्ते प्रथम तृतीये सदा ॥८०॥
शीघ्रमागमनं ब्रूयाद्यशवर्ग विवर्जितैः ॥
उत्तरस्वरसंयुक्ते विलम्बो नागमोऽधरैः ॥८१॥
प्रश्नं सूक्ष्माक्षरं ग्राह्यं त्रिदशोत्तरशतं ततः ॥
दत्ते भागेऽष्टभिः शेषे विषमाङ्के शीघ्रमागमः ॥८२॥

समाङ्केन विलम्बेन शून्ये नैवागमो भवेत् ॥
दिनैः अचत वर्गेषु पक्षेण कप वर्गयो ॥८३॥
चट वर्गेण मासैस्तु शवर्गेणेति वर्षतः ॥
इदमागमने प्रोक्तं गमने तु तथा वदेत् ॥८४॥

॥ इति गमागमनप्रकरणम् ॥

પ્રશ્નમાં **ઉત્તર**સંજ્ઞક વર્ગો હોય તો ( પરદેશ ગએલા માણસનું ) આગમન થશે. અને **અધર**સંજ્ઞક વર્ગો હોય તો આગમન નહિ થાય. **અધર**સંજ્ઞક સ્વરોથી યુક્ત વર્ગોના પ્રથમ અને તૃતીય વર્ણ હોય તો શીઘ્રાગમન થશે, એમ કહેવું. અને **ઉત્તર** સંજ્ઞક સ્વરોથી યુક્ત ચવર્ગ અને શવર્ગ રહિત વર્ગોના શેષ વર્ણો હોય તો વિલંબથી આગમન થશે એમ જાણવું. જો **અધર**સંજ્ઞક સ્વરથી **અધર**સંજ્ઞક વર્ણો યુક્ત હોય તો આગમન નહિ થાય એમ સમજવું. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો યોગ કરવો. અને તેમાં ૧૧૩ ઉમેરવા, આઠથી ભાગ આપવો. જો વિસમાંક શેષ રહે તો જલદી આગમન થશે, અને સમશેષ રહે તો વિલંબ થશે એમ જાણવું. જો શૂન્ય વધે તો આગમન નહિ થાય. પ્રશ્નમાં જો અવર્ગ, ચવર્ગ તથા તવર્ગના વર્ણો હોય તો દિવસોમાં, કવર્ગ અને પવર્ગ હોય તો પક્ષમાં, ચવર્ગ અને ટવર્ગ હોય તો મહિનાઓમાં અને શવર્ગ હોય હોય તો વર્ષમાં (પરદેશ ગએલ માણસ) આવશે. આ જે આગમન સંબંધી કહ્યું તેમ ગમન ( જવામાં ) પણ સમજવું. ૮૦ થી ૮૪

ઇતિ ગમાગમપ્રકરણ

---

प्रथमे तृतीये वर्गे प्रभूतां वृष्टिमादिशेत् ॥
पञ्चमेत्वाति वृष्टिः स्यादनावृष्टिश्च मध्यमाः ॥ ८५ ॥
मिश्रके द्विचतुर्थेतु स्वल्पावृष्टिश्च कथ्यते ॥ ८६ ॥

॥ इति वर्षाप्रकरणम् ॥

જો પ્રશ્નમાં પહેલો અને ત્રીજો વર્ગ હોય તો સારી વર્ષા આવશે. એમ કહેવું. પાંચમો વર્ગ હોય તો અતિવૃષ્ટિ થશે, અથવા અનાવૃષ્ટિ થશે. જો મિશ્રવર્ગ હોય તો મધ્યમવૃષ્ટિ સમજવી. અને જો બીજો કે ચોથો વર્ગ હોય તો અલ્પવૃષ્ટિ કહેવી. ૮૫–૮૬

ઇતિ વર્ષાપ્રકરણ

---

उत्तरैर्नैव शल्यं स्यादधरैः शल्यमादिशेत् ॥
अधरैश्चतु शिलां शल्यं गणित्वा वर्णयोः पुनः ॥८७॥

प्रश्नं सूक्ष्माक्षरैर्ग्राह्यं दशसंख्यापि मिश्रिता ॥
द्वादशैर्गुणितैर्वर्णैः सप्तभिर्भागमाहरेत् ॥ ८८ ॥
समशेषे भवेद्द्रव्यं विषमे शल्यमादिशेत् ॥ ८९ ॥

॥ इति शल्योद्धार प्रकरणम् ॥

જો પ્રશ્નમા ઉત્તરસજ્ઞક વર્ણો હોય તો શલ્ય નથી હોતુ અધરસજ્ઞક હોય તો હોય છે અધરસજ્ઞક વર્ણોથી શિલાનુ (પત્થરનુ) શલ્ય હોય છે પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો યોગ કરી બારથી ગુણી તેમા દશનો ધ્રુવાંક ઉમેરવો પછી સાતથી ભાગ આપવો જો સમશેષ રહે તો દ્રવ્ય છે, એમ જાણુવુ અને વિષમ શેષ રહે તો શલ્ય છે, એમ જાણુવુ ૮૭ થી ૮૯

ઇતિ શલ્યોદ્ધાર પ્રકરણુ

---

छ ससितइयं गुणभूयं भूयदुग्गं सोजिपवए चऊरो ॥
पविइ ससी इयं गाणं णा पण्हवागरणो ॥ ९० ॥
दो तिन्नि पंच अठ्ठे पंच अठाइ दो तिन्नि ॥
चउरिका सत्तछक्का सत्तय छकाय चउरिका ॥ ९१ ॥

॥ इति चौरचिन्तागाथाप्रकरणम् ॥

૯૦ અને ૯૧ મી ગાથા ચોર પ્રશ્નની છે પણ તે બરાબર ન સમજી શકવાના કારણે ભાષાન્તર કર્યું નથી

ઇતિ ચોરચિંતાગાથાપ્રકરણુ

---

स्वस्थः सुखसमासीनो दैवज्ञ' पृच्छकेन तु ॥
शुभदिने मुहूर्ते च शकुनोत्साहसंयुते ॥ ९२ ॥
मध्याह्ने चार्धरात्रे च संध्या कुदिनं त्यजेत् ॥
बालस्त्रीमूर्खतो ग्राह्याः गत्वाप्यन्यप्रदेशत· ॥ ९३ ॥
पृच्छकादपि गृह्णियादन्यप्रश्नविवर्जित· ॥
वाक्याद्यतो विरत्यन्तं सुस्पष्टप्रश्नमादिशेत् ॥ ९४ ॥

इडाप्रवाहः शून्यः स्यात्तथा शान्ता दिशः शुभाः ॥
यावच्च वहते नासा वामिका वाथ दक्षिणा ॥ ९५ ॥
तामेव दिशमाश्रित्य पृच्छतः शुभमादिशेत् ॥
नाशाप्रवाहदिग्भागे गर्भाद्या यदि पृच्छति ॥ ९६ ॥
तद्दिश्याःपुत्र एवञ्च शून्यभागे वरांगना ॥
यस्याः नाड्या प्रवाहे तु सपादोत्क्षिप्य गच्छति ॥ ९७ ॥
शोधयेदवनीं सर्वां किं पुनः स्वल्पमीप्सितम् ॥
म्लेच्छस्त्रीबालवार्तोक्तं श्रुत्वा वाचोह्यकस्मिकाम् ॥ ॥ ९८ ॥
तत्स्वरूपेण विज्ञेयं प्रश्नवर्ज्यं स्फुटन्त्विदम् ॥ ९९ ॥
श्रीचन्द्राचार्यशिष्येण पार्श्वचन्द्रेण धीमता ॥
उद्धृत्यानेकशास्त्राणि हस्तकाण्डं विनिर्मितम् ॥ १०० ॥

॥ इति हस्तकाण्डः समाप्तः ॥

સ્વસ્થ અને સુખપૂર્વક બેઠેલા દૈવજ્ઞે પૃચ્છક (પ્રશ્ન કરનાર) પાસેથી શુભ શકુન અને ઉત્સાહવાળા સુદિનમાં સુમુહૂર્તે પ્રશ્ન ગ્રહણ કરવો. મધ્યાહ્ન, મધ્યરાત્રી, સંધ્યા તથા કુવેળા (કાળ ચોઘડીયાદિ ખરાબ સમય)માં પ્રશ્ન લેવો નહિ. પ્રશ્ન બાલક, સ્ત્રી અથવા મૂર્ખ માણસદ્વારા કહેવરાવવા. (હેતુપૂર્વક છલ કરવા માટેનો પ્રશ્ન નહોવો જોઈએ. સ્ત્રી, બાળક અને મૂર્ખદ્વારા પ્રશ્ન એટલા માટે લેવાનો છે, કે જે નિર્દોષ રીતે પ્રશ્ન કરે) અથવા પૂછનાર માણસના પોતાના મુખથી બીજી ત્રીજી વાતોનો ત્યાગ કરાવી પ્રશ્ન લેવો. વાક્યનો આરંભ થાય, ત્યાંથી જ્યાં પ્રશ્ન કરનાર અટકે ત્યાં સુધીનો પ્રશ્ન સમજવો. અને તેનું ફળ કહેવું. જ્યારે ઇડા (જમણી) નાસિકાનો સ્વર બંધ હોય ત્યારે અને દિશાઓ શાંત હોય ત્યારે પ્રશ્ન ગ્રહણ કરવો. અને જ્યાં સુધી ડાબી નાસિકાનો સ્વર ચાલતો રહે ત્યાં સુધીમાં પ્રશ્ન લેવો. અથવા જો જમણી નાસિકાનો સ્વર ચાલતો હોય અને પ્રશ્ન લેવો પડે તો પૂછનારથી દક્ષિણ દિશામાં બેસી પ્રશ્ન લેવો. જે નાસાનો સ્વર ચાલતો હોય તે દિશામાં પૂછનાર બેસીને પ્રશ્ન કરતો હોય તો ગર્ભમાં પુત્ર છે, એમ સમજવું. અને જો બીજી દિશામાં બેસી પૂછે તો પુત્રી છે, એમ સમજવું. જે નાસિકાનો સ્વર ચાલતો હોય તે બાજુનો પગ પછાડી જો પૂછનાર જતો હોય તો તે જગ્યા બધી જ ખોદી શોધી લેવી (તેમાંથી

ધન મળશે એમ જુના વખતનુ વાક્ય છે ) તો પછી જે નાસિકાનો સ્વર ચાલતો હોય તે દિશામા બેસી પૂછનાર પૂછે, તો તેની ધારણાઓ કેમ સફળ ન થાય ? થાય જ મ્લેચ્છ, સ્ત્રી અને બાલકોની વાર્તા ( જે નિર્દોષપણે કહેવાએલી હોય ) સાભળીને, અથવા પ્રશ્નકાલે આકસ્મિક કોઈ બોલી જાય તેની વાણી સાભળીને તેના સ્વરૂપ ઉપરથી પણ પ્રશ્ન સિવાય પણ પૂછનારને શુભાશુભ કહી શકાય છે શ્રી ચન્દ્રાચાર્યના બુદ્ધિમાન શિષ્ય શ્રી પાર્શ્વચંદ્રજીએ અનેક શાસ્ત્રોમાથી શોધન કરી આ હસ્તકાંડ નામના ગ્રંથની રચના કરી છે ૯૨ થી ૧૦૦

ઇતિ હસ્તકાંડ સમાપ્ત

---

श्री भद्रबाहुस्वामि विरचितः

## ॥ श्री अर्हच्चूडामणि सारः ॥

नमिऊण जिणं सुरगण चूडामणिकिरणसोहि पयजुगलं ॥
इय चूडामणिसारं कहिय मह्य जाणदीवक्खं ॥ १ ॥
पढमं तईय सत्तम रधसर पढम तईयवग्गवण्णाइं ॥
आलिंगियाहिं सुहया उत्तरसंकडअ णामाइं ॥ २ ॥
कुचुजुगवसुदिससरआ बीय चउत्थाइं वग्गवण्णाइं ॥
अहिधूमिआइं मज्झा ते उण अहराइं वियडाहं ॥ ३ ॥
सरं रिउ रुद्दविआर सराइ वग्गाण पंचमा वण्णा ॥
उद्धा वियड संकड अहराहर असुह णामाइ ॥ ४ ॥

દેવગણોના મુકુટનાં કિરણોથી જેમનાં ચરણકમલ શોભી રહેલાં છે, એવા **જિન** ભગવાનને નમસ્કાર કરીને **જ્ઞાનદિપ** નામનો **ચૂડામણિશાસ્ત્રનો** સાર મારાથી કહેવાય છે. પહેલો, ત્રીજો, સાતમો, નવમો એ ચાર સ્વર તથા વર્ગો પૈકી દરેક વર્ગના પહેલા અને ત્રીજા વર્ણો **આલિંગિત, સુભગ, ઉત્તર** તથા **સંકટ** એ નામના છે. બીજો, ચોથો, આઠમો તથા દશમો એ ચાર સ્વર, અને વર્ગો પૈકી બીજા ચોથા એ વર્ણો **અભિધૂમિત, મધ્ય, અધરા** તથા **વિકટ** કહેવાય છે. પાંચમો, છઠ્ઠો, અગિયારમો તથા બારમો એ સ્વર અને વર્ગો પૈકી પાંચમો વર્ણ, એ **દગ્ધ વિકટ, સંકટ, અધરાધર** તથા **અશુભ** નામના છે.

**સમજુતી**—અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ એ બાર સ્વરો તથા કખગઘઙ, ચછજઝઞ, ટઠડઢણ, તથદધન, પફબભમ, યરલવ, શષસહ એ વ્યંજનોની **આલિંગત, અભિધૂમિત** અને **દગ્ધ** એવી સંજ્ઞાઓ કરી તે ઉપરથી પ્રશ્નાક્ષર જે સંજ્ઞાના હોય તે મુજબનું ફલ કહેવાનું છે. અહીં સ્વરો પૈકી ऋ ॠ ऌ ॡ એ સ્વરોની ગણના કરવામાં આવી નથી. ક્યા સ્વરો તથા વર્ણો **આલિંગિત અભિધૂમિત** તથા **દગ્ધ** છે, તે નીચેના કોષ્ટકો ઉપરથી સ્પષ્ટ સમજાશે. **૧** થી ૪

આલિંગિત

| અ | ઈ | એ | ઓ | |
|---|---|---|---|---|
| ક | | ગ | | |
| ચ | | જ | | |
| ટ | | ડ | | |
| ત | | દ | | |
| પ | | બ | | |
| ય | | લ | | |
| શ | | સ | | |

અભિધૂમિત

| આ | ઈ | ઐ | ઔ | |
|---|---|---|---|---|
| | ખ | | ઘ | |
| | છ | | ઝ | |
| | ઠ | | ઢ | |
| | થ | | ધ | |
| | ફ | | ભ | |
| | ર | | વ | |
| | ષ | : | હ | |

દગ્ધ

| ઉ | ઊ | અ | અ | |
|---|---|---|---|---|
| | | | | ઙ |
| | | | | ઞ |
| | | | | ણ |
| | | | | ન |
| | | | | મ |
| | | | | |
| | | | | |

सव्वाण होई सिद्धि पन्हे आलिंगिएहि सवेहिं ॥
अहि धूमिएहि सन्भा णासइ डड्ढेहिं सयलेहिं ॥ ५ ॥

उत्तरसरसंजुत्ता उत्तरआ उत्तरुत्तराहुंति ॥
अहरेहि उत्तरतमा अहरा अहरेहि णायव्वा ॥ ६ ॥
अहरसरेहिं जुत्ता डड्ढा हुंति अहरअहरतमा ॥
कज्जाइं सा हंति सुअर अधमा अधमाइं कि वहुना ॥ ७ ॥
डड्ढसरेहिं जुत्ता दड्ढतमा हुंति दड्ढया वण्णा ॥
ते नाशयंति कज्जं बलाबलं मीसिय सयलेपु ॥ ८ ॥

આલિંગિતથી સર્વ સિદ્ધિ થાય છે અભિધૂમિતથી મિશ્રફલ (થાય યા ન પણ થાય) મળે છે જ્યારે દગ્ધ કાર્યસિદ્ધિનો નાશ કરે છે ઉત્તરસંજ્ઞક સ્વરોથી યુક્ત થએલા ઉત્તરસંજ્ઞક વ્યંજનો ઉત્તરતમ બને છે અધરસંજ્ઞક સ્વરોથી ઉત્તર સંજ્ઞક વ્યંજનો યુક્ત થાય તો તે અધરસંજ્ઞક રહે છે અધરસંજ્ઞક સ્વરોથી યુક્ત

દગ્ધસંજ્ઞક વ્યંજનો અધરાધરતમ બને છે. અને તે અધમાધમ કાર્યોને લાંબે કાળે સિદ્ધ કરે છે. દગ્ધસ્વરોથી યુક્ત દગ્ધવર્ણો દગ્ધતમ થાય છે. અને તે કાર્યનો નાશ કરે છે. ૫ થી ૮

आलिंगिएहिं पुरिसेहिं महिला अहिधूमिएहिं सवेहिं ॥
डड्ढेहिं होइ संढो जाणिज्जह पन्ह वलिएहिं ॥ ९ ॥

जइ वग्गाणय वण्णा पढम बीय तीय चउथ पंचमया ॥
तह विप्परायवीसा सुद्दो विय संकराइ सयलाइं ॥ १० ॥

एएहि वण्णे हि कमेण बालो कुमार उ त्तरुणो ॥
मज्झिमवयो वि थविरो जाणिज्जइ पन्ह पडिएहिं ॥ ११ ॥

आलिंगिएहिं विड्ढी मज्झा अहिधूमिएहिं सा होई ॥
डड्ढेहि णात्थि विड्ढी जिणवयणं सच्चयं जाण ॥ १२ ॥

પ્રશ્નાક્ષરો જો આલિંગિત હોય તો પુરુષ, અભિધૂમિત હોય તો સ્ત્રી અને દગ્ધ હોય તો ષંઢ એટલે નપુંસક જાણવો. કચટતપયશ એ વર્ગોના પહેલા, બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા વર્ણો અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને વર્ણસંકર સંજ્ઞક છે. એજ ક્રમ મુજબ તે વર્ણો બાલ, કુમાર તરુણ ( યુવા ) મધ્યમ-વય તથા વૃદ્ધ સંજ્ઞક છે. આલિંગિત હોય તો વૃષ્ટિ, અભિધૂમિતથી મધ્યમ વૃષ્ટિ તથા દગ્ધથી વૃષ્ટિ નથી એમ જે જિનવચન છે, તે સત્ય જાણ. ૯ થી ૧૨

अइ उप्पज्जइ सस्सं पन्हे आलिंगिएहिं वण्णेहिं ॥
अहिधूमिएहिं किंचिण णासइ डड्ढेहिं णो चित्तं ॥ १३ ॥

संपदि आलं पन्हे वण्णो आलिंगिउं पयासेइ ॥
अहिधूमिओवि भूअं डड्ढो उण भावियं णूणं ॥ १४ ॥

तह पढम बीय तईआ वण्णा वुच्चंति तिण्णिकालाइं ॥
मा इत्थकरह भंती जह संखं सयलवग्गाणं ॥ १५ ॥

आलिंगिएहिं मुक्कइ वाहिं अहिधूमिएहिं णहुस्साई ॥
अहवा चिरेण कट्ठं डड्ढो मरणं पयासेइ ॥ १६ ॥

विषमा दाहिणपासे वामे वयणं समाय पयडंति ॥
वण्णा पन्हे पडिया पंचम आ ववीपासमि ॥ १७ ॥

પ્રશ્નમા આલિંગિત વર્ણો હોય તો અનાજની ઘણી મોટી ઉત્પત્તિ થાય છે અભિધૂમિત હોય તો થોડા અનાજની ઉત્પત્તિ થાય છે અને દગ્ધ હોય તો સંપૂર્ણ નાશ થાય છે પ્રશ્નમા જો આલિંગિત વર્ણ હોય તો વર્તમાનકાળ જાણવો અભિધૂમિત હોય તો ભૂતકાળ અને દગ્ધ હોય તો ભવિષ્યકાળ જાણવો પ્રથમવર્ણ, દ્વિતીયવર્ણ અને તૃતીયવર્ણ અનુક્રમે વર્તમાન, ભૂત અને ભવિષ્યકાળ કહે છે આ સબંધમા ભ્રાંતિ કરવી નહિ આલિંગિતથી વ્યાધિ મૂકાય છે (રોગ મટે છે) અભિધૂમિતથી નથી મટતો, અથવા લાબા કાળે કષ્ટથી મટે છે પરતુ દગ્ધથી મરણ જ થાય છે વર્ગો પૈકી પહેલા અને ત્રીજા (આલિંગિત સજ્ઞક વ્યજનો) જમણા પડખે, બીજા અને ચોથા (અભિધૂમિત વર્ણો) ડાબી બાજુ તથા પાચમા (દગ્ધસજ્ઞક વ્યજનો) ઉત્તર બાજુ ઉપરની બાજુમા ગણ કરે છે ૧૩ થી ૧૭

अट्ठवग्गा सिरो णिवअणे हिययेकडि ऊरुजाणु च चरणजूयलेहि ॥
पन्हविलद्धावग्गा वण्णाइं दरिसंति जहासंखं ॥ १८ ॥

अणिलय पित्तय सेफअ संसग्गयहा हिघाययं रोगं ॥
पयडंति पंचवग्गा जहसंखं पढम उदिट्ठा ॥ १९ ॥

अइमंदमज्झदारुण पीडाइं दिंति पण्हपसिआइं ॥
आलिंगियाहिंधूमिय डड्ढावण्णा जहासंखं ॥ २० ॥

आलिगिएहिं संधीण हु संधीविग्गहेण अहरेहि ॥
अहराहरेहिं कहिओ समरो सुहडाण णासयरा ॥ २१ ॥

विजयं उत्तरवण्णो ण जयं ण पराजयं, अहरो ॥
अहराहरा पयासइ पराजयं णात्थि संदेहो ॥ २२ ॥

પ્રશ્નમા રહેલા આઠ વર્ગો અનુક્રમે શિર, લલાટ, વદન, હૃદય, કટી, ઊરુ, જાનુ તથા પગ એ સ્થળોમાં વર્ણનુ નિદર્શન કરે છે કકાદિવર્ગો માંહેના પાચ અક્ષરો અનુક્રમે, વાયુ, પિત્ત, કફ, સસર્ગ તથા અભિચાર જન્ય રોગનુ સૂચન કરે છે પ્રશ્નમા આલિંગિત, અભિધૂમિત તથા દગ્ધવર્ણો અનુક્રમે અતિમદ (અત્યલ્પ) મધ્યમ તથા દારુણ પીડાનુ સૂચન કરે છે આલિંગિતથી સધિ થાય છે અભિધૂમિતથી સધિ કે વિગ્રહ કશુ થતુ નથી, જ્યારે દગ્ધવર્ણોથી સગ્રામ થાય છે અને યોદ્ધા-

ઓનો નાશ થાય છે. ઉત્તર વર્ણોથી વિજય થાય છે. અધર વર્ણોથી જયપરાજય કંઇ થતું નથી. પરંતુ અધરાધર વર્ણોથી પરાજય થાય છે, તેમાં સંદેહ નથી. ૧૮ થી ૨૨

जइ पढमक्खरमहरं अवसाणे उत्तरक्खरं पण्हा ॥
ता उत्तरो सुवलियं विवरीयं ताण विवरीयं ॥ २३ ॥

पढम सरेणययुत्ता पन्हे मत्ता विवज्जिया वण्णा ॥
अणभिहदिण्णाम आदे पअडंतिय जीवचिंताइं ॥ २४ ॥

ससितिअ पंचम सत्तम नवमसरा रुद्दसंखसरसहिया ॥
कचटा पंचमहीणा सहिया यसहेहिं जीवक्खा ॥ २५ ॥

बीयं छट्ठो सरउं सविसग्गा तहवि वसक्खरोपेयं ॥
तहं उण पंचमहीणा तपवग्गा धाउणामाउ ॥ २६ ॥

इएऔसरजुत्ता यरलवशषसा ङञणनमाई ॥
एआरहमूलक्खा पयासिया जिणवरिंदेण ॥ २७ ॥

જ્યારે પ્રશ્નમાં પહેલો અક્ષર અધરસંજ્ઞક હોય, અને છેલ્લો અક્ષર ઉત્તરસંજ્ઞક હોય ત્યારે ઉત્તર અક્ષર બળવાન બને છે. આનાથી ઉલટું હોય તો ઉલટું થાય છે. અર્થાત્ પાછલોવર્ણ બળવાન છે. કેવલ પ્રથમ સ્વર અકારથી યુક્ત થએલા વર્ણો જ પ્રશ્નમાં હોય. બીજા કોઈ સ્વરથી યુક્ત નહોય, તે વર્ણો અનભિહિત નામના થાય છે. અને તે જીવચિંતાનું પ્રકાશન કરે છે. અ, ઇ, ઉ, એ, ઓ અને અં એ સ્વરો તથા કખગઘ, ચછજઝ, ટઠડઢ, યસહ એ વર્ણો જીવસંજ્ઞક છે. આ, ઊ, અઃ, વ, સ, તથદધ, પફબભ એટલા વર્ણો ધાતુ નામક છે. ઈ, ઐ, ઔ, એ સ્વર તથા યરલવશષહ, ઙ, ઞણનમ એ અગિયાર અક્ષરો મૂલસંજ્ઞક છે, એમ જિનવરોએ પ્રકાશ્યું છે. ૨૩ થી ૨૭

मुट्ठो जीवक्खरए मूलं जीवंपि मूलक्खरण धाउं ॥
उण जाणिज्जह धाउक्खरएण किं चोज्जं ॥ २८ ॥

बहु पढमवग्गवण्णा अह बहुबिंदु विसज्ज संजुत्ता ॥
बहु अववाहुवन्ना तह पन्हे ता सुन्ने मुट्ठिचिंताइं ॥ २९ ॥

મુષ્ટિ પ્રશ્નમાં જો જીવાક્ષર હોય તો મૂલ, મૂલાક્ષર હોય તો જીવ અને ધાત્વક્ષર હોય તો ધાતુ છે, એમ કહેવુ જ્યારે મુષ્ટિ પ્રશ્નમા ઘણા વર્ણો પ્રથમ વર્ગના હોય, અથવા બિંદુ વિસર્ગ યુક્ત હોય કે પછી એકી સાથે ઘણા પ્રશ્નો હોય ત્યારે મુષ્ટિમા કંઈ નથી એમ જાણુવુ ૨૮–૨૯

विपमासरा ऊआरा वग्गाणं पढमतईय वण्णाइं ॥
दुप्पअ णराण एसाए आहारण दु न होइ ॥ ३० ॥
बीऊ दसमो सरओ वग्गाणं वीयवण्णया सयला ॥
दिसंति जइअ पन्हे तामुणह चउप्पयं जीवं ॥ ३१ ॥
जई वग्गाणय वण्णा पंचमया हुंति पन्ह पडियाइं ॥
तामुणह णिरअ वासिआ भूअ पिसाचाइं सव्वाइं ॥ ३२ ॥
मत्ता तपचवग्गेहि यशवग्गेहिं हुंति सउणाओ ॥
सिद्धा सरेहि भणिया देवा उण कचटवग्गेहि ॥ ३३ ॥
चवइकवग्गो पन्हे लद्धोथलचारियं विहंगमयं ॥
चिअ अइपहाणं तवग्गाउ णत्थिसंदेहो ॥ ३४ ॥
जइअ चवग्गो लद्धो तह पक्खी होई जलयरो णूणं ॥
तंपि टवग्गो सिट्ठं वच्चई पवग्गो स अधमं ॥ ३५ ॥
पन्हे कवग्गवण्णा कालोरयसिगिणो पयासंति ॥
राजीव सप्पजाइं च वग्गा ताहं दंतत्थ ॥ ३६ ॥
गोणाससप्पजाई तवग्गवण्णा फुडं पयासंति ॥
लहुअ विसाण जाई दिट्ठी होसई तवग्ग वण्णेहिं ॥ ॥ ३९ ॥
विसम छदाहि दुंदुहिकीड विसेसाइं कि चुज्जं ॥
जयविलद्धो पण्हे पवग्गं तु पन्ह चउरेण ॥ ३८ ॥
ससिजलवाणमुनिग्गह रुद्दसरावज्ज आण दुतीयवण्णाइं ॥
वुच्चंति धम्मधाउ अधमंतियसे सखवग्गाण ॥ ३९ ॥

रविरुद्दपक्खसर पंचमहीणा कवग्गवण्णाइं ॥
कणयं च वात्ति तारं सत्तमो वग्गो मुणिंदु सराणुणं ॥ ४० ॥
तंबं च तइउ सरओ पंचमहीणो चउत्थओ वग्गो ॥
लोहं दसमो सरओ अट्ठम वग्गोतह मकारोय ॥ ४१ ॥
वग्गं तइओ वग्गो पंचमहीणो कवग्गपंचमओ ॥
अट्टम पंचम सरओ पन्हे लद्धो पयासेइ ॥ ४२ ॥
छट्ठासारा एकंतो पंचमवणो अ तईय वग्गस्स ॥
जइयाविज्जइ पन्हे ता धूणं सीसअं मुणह ॥ ४३ ॥
नपफभाउवण्ण पन्हे लद्धा कुणंति पित्तलयं ॥
णतपदधाइआ कंसं णहु अत्थि संदेहो ॥ ४४ ॥
कण अक्खरं पयासइ मरगयमाणिक्क पहुइ रयणाइं ॥
मुत्ताहीरयएहं तारक्खरं अण संदेहो ॥ ४५ ॥
कक्करतालय पहुवदिक्खक्खरयं भणइ णोचितं ॥
लोहक्खोरेहिं जाणह रयणाइं इंदनीलपहुदीणि ॥ ४६ ॥
कंसक्खरं पयासइ रयणपसेसाइं काचपहुदीणि ॥
सेसं सीसअपहुदीं पित्तलसीसाइं अक्खरयं ॥ ४७ ॥
उत्तरपन्नपहाणं पन्हे गढियं पयासिए णिच्चं ॥
धाउम गढिअं अहरं अक्खरक्खं भणइ सच्चं च ॥ ४८ ॥
आलिंगिएहीं जाणह कंकणकेऊर पहुदियाहरणं ॥
अहरक्खरेहीं गढिअं कच्चोलयपहुति भाअणयं ॥ ४९ ॥

પહેલો, ત્રીજો, પાંચમો, સાતમો નવમો, અગિયારમો એમ વિષમ સંખ્યાના સ્વરો, ઊકાર તથા વર્ગોના પહેલા અને ત્રીજા વર્ણો એ દ્વિપદ પૈકી પુરુષસંજ્ઞક છે. શક્ષસોના હોતા નથી. બીજો તથા દશમો સ્વર અને વર્ગો પૈકી બીજા વર્ણો એ ચતુષ્પદ સંજ્ઞક છે. જો પ્રશ્નમાં વર્ગો પૈકી પંચમ અક્ષરો હોય તો નરકવાસી તથા ભૂત પિશાચનું સૂચન કરે છે. તવર્ગ, પવર્ગ તથા ચવર્ગ મનુષ્ય છે. યવર્ગ, શવર્ગ એ તિર્યંચ ( પશુપક્ષિ ) છે. સ્વર સિદ્ધ છે. કવર્ગ, ચવર્ગ અને ટવર્ગ દેવજાતિના

છે પ્રશ્નમા ક વર્ગ આવે તો સ્થલચારી, (જમીન ઉપર ફરનારા પક્ષી)નું સૂચન કરે છે અને કેવલ તવર્ગ મયૂરાદિ સ્થલચારી મુખ્ય પક્ષીઓનું સૂચન કરે છે જ્યારે ચવર્ગની પ્રાપ્તિ થાય ત્યારે જલચર પક્ષી હોય છે જો ટવર્ગ હોય તો જલચર પક્ષીઓ પૈકી ઉત્તમ કોટિના હંસાદિ પક્ષીનુ સૂચન કરે છે પવર્ગ અધમ જાતિના પક્ષી (ઘૂવડ ઈત્યાદિ)નુ સૂચન કરે છે પ્રશ્નમા રહેલા કવર્ગના વર્ણો કાળા સર્પો તથા શિંગડાવાળા પ્રાણીઓનુ સૂચન કરે છે જ્યારે ચવર્ગના વર્ણો ગરુડ ઈત્યાદિ સર્પ જાતિનુ અને દાતવાળા પ્રાણી (હાથી ઈત્યાદિ)નુ સૂચન કરે છે તવર્ગના વર્ણો ગોનસ નામની સાપની જાતનુ પ્રકાશન કરે છે (સ્પષ્ટ કથન કરે છે) તેમજ તે તવર્ગના વર્ણો નાના નાના ઝેરી પ્રાણીઓનુ પણ સૂચન કરે છે એકી સાથે ચાર પ્રશ્ન હોય,અથવા તો પવર્ગના વર્ણો હોય, ત્યારે વિષમ પદ (ઘણા પગવાળા જંતુ) પ્રાણીઓ, મગરમચ્છ આદિનુ સૂચન કરે છે પહેલો, ત્રીજો, પાચમો, સાતમો, નવમો અને અગિયારમો એ સ્વર તથા વર્ગોના બીજા વર્ણો એ ધામ્ય (ભઠ્ઠીમા તપાવેલી) ધાતુનુ સૂચન કરે છે બીજો, અગિયારમો તથા બારમો એ સ્વર અને પાચમા અક્ષર વગરના કવર્ગના અક્ષરો સુવર્ણનુ સૂચન કરે છે સાતમો તથા પહેલો સ્વર અને સાતમો વર્ગ રૂપાનુ સૂચન કરે છે ત્રીજો સ્વર તથા પાચમા અક્ષર વગરનો ચોથો વર્ગ (તવર્ગ) તાંબાનુ સૂચન કરે છે દશમો સ્વર આઠમો વર્ગ અને મકાર લોઢાનુ સૂચન કરે છે પાચમા અક્ષર વગરનો ત્રીજો વર્ગ અને કવર્ગનો પાચમો અક્ષર, આઠમો તથા પાચમો સ્વર એ જો પ્રશ્નમા આવતા હોય તો કલાઈનુ સૂચન કરે છે એકલો છઠ્ઠો સ્વર તથા ત્રીજા વર્ગનો પાચમો અક્ષર જો પ્રશ્નમા આવ્યા હોય તો નક્કી સીસુ છે, એમ કહે છે ન, પ, ક, ક્ષ તથા ઉ એ જો પ્રશ્નમા હોય તો પિત્તળનુ સૂચન કરે છે ણ, ત, પ, દ, ધ અને ઈ એ કાસાનુ સૂચન કરે છે, એમા સદેહ નથી સુવર્ણદ્યોતકવર્ણ મરકત, માણેક વગેરે રત્નોનુ સૂચન કરે છે, તેમજ રૌપ્ય વાચક વર્ણ મોતી, હીરા વગેરે રત્નોનુ દ્યોતન કરે છે તામ્રદ્યોતક વર્ણ પ્રવાલ ઈત્યાદિ રત્નોનુ સૂચન કરે છે જ્યારે લોહ દ્યોતક વર્ણથી ઈન્દ્રનીલમણિ વગેરે રત્નો સમજવા કાસાનો દ્યોતક વર્ણ કાચ ઈત્યાદિ રત્નો (બનાવટી રત્ન)નું સૂચન કરે છે પિત્તળ અને સીસાના વર્ણો ઉત્તમ પ્રકારના કાચના રત્નોનુ સૂચન કરે છે પ્રશ્નમા ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો ધાતુદ્યોતક પ્રશ્નમા ઘડેલી ધાતુ કહેવી અને જો અધરસંજ્ઞક વર્ણો હોય તો વગર ઘડેલી ધાતુ છે, એમ જાણવુ પ્રશ્નમા ઘડેલા આભૂષણોની પ્રાપ્તિ થતી હોય, અને જો આલિંગિત વર્ણો હોય તો કંકણ, કેયૂર ઈત્યાદિ આભૂષણો જાણવા જો અધરસંજ્ઞક વર્ણો હોય, તો ચોલા ઈત્યાદિ વાસણો સમજવા ૩૦ થી ૪૯

उत्तरवण्णपहाणं पन्हे दरिसेइ अहिणवाहरणं ॥
अहरक्खर अपहाणं अहुभुत्तं णत्थि संदेहो ॥ ५० ॥

संघो उत्तरवण्णो भवंति सुरलोअ लोअणाहरणं ॥
अहरक्खराइ णूणं मानवलोकस्स जंतूणं ॥ ५१ ॥
दुप्पयवण्णा पण्हे दुप्पअ जंतूण बुवइ आहरणं ॥
सोधिणराणणधाण विहगाणं विहगवण्णोयं ॥ ५२ ॥
जइ चतुप्पअवण्णा पन्हे लद्धाइं हुंति पउराइं ॥
मा करह इत्थ भंति जाणिज्जह ता चतुप्पआहरणं ॥ ५३ ॥
दिसकुचवेअअट्ठमआ सरआ दरसंति अद्धेआहरणं ॥
ससिनीअगहसत्तमआ मज्जिअग मत्ताधराहरणं ॥ ५४ ॥
आहरणाणतवण्णा संसिद्धा हुंति जइअ ते पउरा ॥
तातयणाणिविद्धं भायण अत्ताण वण्णा हिं ॥ ५५ ॥

આભૂષણ છે, એમ નક્કી થયા પછી કેવાં આભૂષણ છે? એ પ્રશ્નમાં જો ઉત્તર સંજ્ઞક-વર્ણો હોય તો નવાં ઘરેણાં છે, એમ કહેવું. અને જો **અધર**સંજ્ઞક વર્ણો હોય તો વાપરેલાં ઘરેણાં છે, એમ કહેવું. આમાં જરા પણ સંદેહ નથી. જો **ઉત્તર**સંજ્ઞક વર્ણો હોય તો દેવતાના નામવાળાં અને **અધર**સંજ્ઞક વર્ણ હોય તો મનુષ્યોનાં નામવાળાં, તેમજ ચતુષ્પદ જંતુ આદિ નામવાળાં આભૂષણ છે, એમ કહેવું. જો બેવડા અક્ષરો હોય તો બે પગવાળાં જંતુઓનાં નામવાળાં આભૂષણ સમજવાં. અને પક્ષી સંજ્ઞક વર્ણો હોય તો પક્ષીઓનાં નામવાળાં આભૂષણ સમજવાં. જો પ્રશ્નમાં ચતુષ્પદ વર્ણો વધારે હોય તો ચતુષ્પદ સંજ્ઞક આભૂષણ છે, તેમાં કોઈ જાતની ભ્રાન્તિ કરવી નહિ. જો પ્રશ્નમાં દશમો, બીજો, ચોથો કે આઠમો એ સ્વરો હોય તો શરીરના ઉપરના ભાગનાં આભૂષણો છે, એમ સમજવું. અને જો પહેલો, ત્રીજો, સાતમો અને નવમો એ સ્વર હોય તો નીચેના ભાગનાં આભૂષણ છે, એમ સમજવું. જો આભૂષણ પ્રશ્નમાં વધારે પડતા તવર્ગ જોડાએલા હોય તો રત્નજડિત આભૂષણ છે, એમ કહેવું. અને જો વાસણ છે. એમ નક્કી થયું હોય અને તેમાં તવર્ગનું વિશેષ પ્રમાણ હોય તો તે વાસણ રત્નજડિત છે, એમ જાણવું. ૫૦ થી ૫૫

इयउ रउरद्धं तारयणं सुद्ध जाइयं मुणह ॥
तं अहक्खरबद्धं किंत्तिमअं मीसिणसिस्सं ॥ ५६ ॥
उत्तममाज्झिम अधमाइं हुंति अणाणाइं ॥
तहजहासंखं आलिंगियाहिधूमियडड्ढपत्तेहिं पण्णेहिं ॥ ५७ ॥

જો પ્રશ્નમા ઉત્તર અને અધરસંજ્ઞક વર્ણો પૈકી ઉત્તરસંજ્ઞક વધારે હોય તો શુદ્ધ આભરણ જાણવુ અને અધરસંજ્ઞક વધારે હોય તો વાસ્તવિક શું છે, તે સમજવું કઠિન છે જો નાણા સબધી પ્રશ્ન હોય તો આલિંગિત વર્ણો ઉત્તમ પ્રકારના, અભિધૂમિત મધ્યમ પ્રકારના અને દગ્ધ અધમ પ્રકારના નાણાનુ સૂચન કરે છે ૫૬–૫૭

पढमं तरुणा वण्णा तहसासिगहसंमिउ सरचेवा ॥
कचटा दुआणवण्णा दसम उज्जो सरोवेवि ॥ ५८ ॥
रिउवाणरुअ सरउ पंचमवणाइं तिण्णाइं ॥
जंपति से सदुइज्जा वण्णावलिं वग्गाण चत्तारी ॥ ५९ ॥
अठ्ठम चउअं तिसरा चतुत्थ वण्णेण ठाइ आतिणि ॥
जंपति खछडजाइं विसेसाइं गुम्माइं ॥ ६० ॥
गजडे हिं होंति अलआ सालादि सत्तम सरेहिं गाहिणहं ॥
दवलासहिपण्णा पहुदीनी जाणेहा ॥ ६१ ॥
जलसाहारणं जंगलदेसपभूअं चवंति भूरुहअं ॥
आलिगिआहिधूमिअदड्ढवण्णा जहासंखं ॥ ६२ ॥
तरवो हुंति असोया सणिहि आतुत्तराहि वण्णेहि ॥
अधरस्वरे हि अधमा ण्हाय्य डड्ढेहि दूरड्ढा ॥ ६३ ॥
संजुत्ता अमंजुत्ता जहाक्रमं लद्ध वण्णेहि ॥
फलिया फलिया तरुणो केवली जणेण भासंति ॥ ६४ ॥

કકારાદિ સાત વર્ગો પૈકી દરેકના પ્રથમ વર્ણ તથા પહેલો અને નવમો સ્વર એ તરુવરોનુ સૂચન કરે છે કવર્ગ, ચવર્ગ તથા ટવર્ગના બીજા અક્ષરો અને બીજો તથા દશમો સ્વર એ વેલીઓનુ સૂચન કરે છે છઠ્ઠો, પાચમો અને અગિયારમો એ સ્વર અને કકારાદિ સાતે વર્ગોના પાચમા અક્ષરો તૃણ (ઘાસ)નુ સૂચન કરે છે વર્ગોના ચોથા અક્ષરો નાની વેલીઓ (ઘાસની જાતની)નુ સૂચન કરે છે આઠમા ચોથા, અને ત્રીજા સ્વરો તથા કકારાદિ વર્ગોના ચોથા અક્ષરો તેમજ ખ છ અને ડ એ અક્ષરો ફૂલોના ગુચ્છાવાળી વેલીઓનુ સૂચન કરે છે ગ, જ અને ડ એ અક્ષરો

શાલ ( દેવદારૂ ) ઈત્યાદિ વૃક્ષોનું સૂચન કરે છે. સાતમો સ્વર પણ તેવું સૂચવે છે. **આલિંગિત, અભિધૂમિત** તથા **દગ્ધ** વર્ણો અનુક્રમે સાધારણ જલના આધારે થનારાં, પાણીકીનારાનાં તથા જલમાં થનારાં વૃક્ષોનું સૂચન કરે છે. **ઉત્તરસંજ્ઞક** વર્ણો **અશોક** ઇત્યાદિ ઉત્તમકોટીનાં વૃક્ષોનું, **અધરસંજ્ઞક** વર્ણો હલકી કોટીનાં વૃક્ષોનું, અને **દગ્ધ** વર્ણો દૂર પ્રદેશના વૃક્ષોનું સૂચન કરે છે. પ્રશ્નમાં રહેલા સંયુક્ત વર્ણો ફળેલા વૃક્ષનું અને અસંયુક્ત વર્ણો ફળ વગરના વૃક્ષનું સૂચન કરે છે. એમ કેવલી પુરુષોએ કહ્યું છે. ૫૮ થી ૬૪

तहदिय महसा सपक्ख अपुणो विमास्स वित्तहयवत्सरए ॥
जहसंखं लहमुहं एसु असलेसु वग्गेसु ॥ ६५ ॥
उत्तर वण्ण पहाणे उत्तरमअणं पयासए पन्हे ॥
अधराक्खर पहाणं दक्खिण मअणं ण संदेहो ॥ ६६ ॥
पढमक्खरेण सासिरो महुउ तहा बीअएण वग्गेण ॥
तीअक्खरेण गम्हे चउथेणय पाउसा होइ ॥ ६७ ॥
सत्तम स्वरे हि सरओ कहिओ अणुण्णासि हेमंतो ॥
अंअइतुतु अक्खर पयासियं जिणवरिंदेण ॥ ६८ ॥

પ્રશ્નમાં રહેલા કકારાદિ વર્ગોના પાંચે વર્ણો અનુક્રમે તરત જ, (તે દિવસે જ) એક મહીને, દોઢ મહીને, બે મહીને અને એક વર્ષે કાર્યની સિદ્ધિ થાય, એમ સૂચવે છે. જો પ્રશ્નમાં **ઉત્તરસંજ્ઞક** વર્ણ હોય તો ઉત્તરાયણ અને **અધરસંજ્ઞક** વર્ણ હોય તો દક્ષિણાયનનું સૂચન કરે છે, એમાં સંદેહ નથી. કકારાદિ વર્ગોના પ્રથમ વર્ણથી **શિશિર**, બીજાથી **વસંત**, ત્રીજાથી **ગ્રીષ્મ** અને ચોથાથી **વર્ષા** ઋતુનું સૂચન થાય છે. સાતમો સ્વર **શરદ્** ઋતુ કહે છે. અનુનાસિક (કકારાદિ વર્ગના પાંચમા અક્ષર) **હેમંત** ઋતુનું સૂચન કરે છે, એમ જિનવરે પ્રકાશિત કર્યું છે. ૬૫ થી ૬૮

होइ चेटहिं चित्तो वैसाहो होइ गजडे हि वण्णेहि ॥
जिठ विदवलसेहि ईउच्छंथग्गहेहि आसाढो ॥ ६९ ॥
णहुहांइद भवहेहि सरिरिउ सरडूअणेहि भजवउए ॥
बिंदुविसग्गा असेसय पंचमवण्णेहिं आसिण तु ॥ ७० ॥
तहतपकत्तिकमासो कहितु पढमेहिं दोहि वण्णेहिं ॥
यशवण्णे हिं वि दोहि मिअसरणामोअ मासोअ ॥ ७१ ॥

आइलछट्टे हिंसोऽघ फरपवणोहि होइ तहा माहो ॥
फग्गुणमासो समिमुणि सरएहि तहकवारेण - ॥ ७२ ॥

ચ અને ટ થી ચૈત્ર, ગ, જ, ડ થી વૈશાખ, દ, વ, લ અને સ થી જેઠ, ઈ, ઉ, ઘ, ઝ, અને ઢ એ અક્ષરોથી આષાઢ માસ સમજવો ધ, ભ, વ, હ એ અક્ષરોથી શ્રાવણ, ઉ, ઊ થી તેમજ ડ, ગ, અને ણ એ વર્ણોથી ભાદરવો, તેમજ અ અને અ થી આશ્વિન માસ જાણવો ત અને પ વર્ગના પહેલા બે અક્ષરોથી કાર્તિક કહેવો તેમજ ય અને શ વર્ગના પહેલા બે વર્ણોથી માગશર માસ કહેવો. આ અને ઇ એ બે સ્વરો તથા કવર્ગ, ચવર્ગ અને ટવર્ગના બીજા વર્ણોથી પોષ માસ થાય છે તવર્ગ, પવર્ગ, યવર્ગ અને શવર્ગના બીજા અક્ષરોથી માઘ માસ તથા પહેલા અને સાતમા સ્વરથી અને ક થી ફાગણ માસ સમજવો ૬૯ થી ૭૨

दो तिण्णि पंच अट्ठा पंचइअट्ठा तहवदो तिन्नि ॥
चतुरेकास्यत्तइ छक्का सत्तविछकाइ तह विचतुरिकाइ ॥७३॥

બે, ત્રણ, પાચ, આઠ, પાચ, આઠ, ત્રણ, બે, ચાર, એક, સાત, છ, છ, સાત, ચાર અને એક એમ સોળ ખાનાવાળા કોષ્ટકમા લખી તે ઉપરથી બધા જ પ્રશ્નોના ઉકેલ લાવવા ૭૩

॥ इति अर्हच्चूडामणिसार समाप्त

| | | | |
|---|---|---|---|
| અ ઉ ઓ<br>૨ | આ ઊ ઔ<br>૩ | ઈ એ અં<br>૫ | ઈ ઐ અ<br>૮ |
| ક ડ મ<br>૫ | વ ઢ પ<br>૮ | ગ ણ ર<br>૨ | ઘ ર લ<br>૩ |
| દ થ લ<br>૪ | ચ ન શ<br>૧ | છ ધ ગ<br>૭ | જ ગ સ<br>૬ |
| ઝ પ ઙ<br>૭ | ત ફ લ<br>૬ | ટ પ ક્ષ<br>૪ | ઠ ભ ય<br>૧ |

પાછલી ગાથા આ ચક્ર ઉપરથી સ્પષ્ટ થાય છે
ઇતિ અર્હચ્ચૂડામણિસારની ટીકા સમાપ્ત